**हरिः ॐ श्री सद्गुरु परमात्मने नमः**

**श्रीमते रामानुजाय नमः**

# વ્હાલા સજ્જનો પ્રત્યે માહારા બે બોલ.

વ્હાલા વિવેકી બન્ધુઓ! આપણને આ ઉત્તમ મનુષ્ય જાતિમાં અવતાર દેનાર, જઠરામાં રક્ષણ કરનાર અને પાલન કરનાર એવા જે પૂર્ણ પુરૂષોત્તમ તેના આપણાપર પળે પળે અનંત ઉપકાર થયા જાય છે. તેનો બદલો કોઇ કાળે વળી શકે તેમ નથી. પરંતુ આ અવનીમાં અવતરીને તેને પ્રસન્ન કરવા ખાતર જેમ બને તેમ તેને ગમતા કાર્ય વધારે કરવાની કોશીશ કરવી એ આપણી મુખ્ય ફરજ છે, ને તે પ્રભુને શું કાર્ય ગમે છે, ને શું નથી ગમતું તે સમજવા માટે સતશાસ્ત્ર, સદ્ગુરૂ અને સત્સગની ઘણીજ જરૂર છે માટે તે મેળવીને હમેશાં સત્સંગ કરી સાર અસાર બરાબર સમજીને સત્ કર્મમાં જોડાવું ને દુષ્કર્મથી અટકવું જોઇએ. આ મનુષ્યદેહની શું ખુબી છે. ભજનનો શું પ્રભાવ છે. ને પ્રભુના શું આપણાપર ઉપકાર છે. તે સમજણ નથી મેળવી, અને અનુભવ નથી કર્યો, ને માત્ર જગતનાં વિષયસુખો કે જે પરિણામે દુઃખદાઇ છે. તેમાં વીંટાઇ રહ્યા છીએ તેથી અંતે કેટલી ખરાબી થશે ને હાથ આવેલો અમુલ્ય હીરારૂપી મનુષ્યદેહ કોડી બદલે ગુમાવી નર્કે જવું પડે. તેમ ન થાય ને શ્રીકૃષ્ણની કોરટમાં કપવું ન પડે. પણ બડા ઉત્સાહપૂર્વક દીવ્ય પાર્ષદોના મંડળમાં હરિની હજુરમાં હસ્તે મુખે જવાય તેવી તજવીજ કરવી કે જેથી ફરીને જન્મ મરણની પીડા ન સહન કરવી પડે. તોજ મનુષ્ય જન્મનું સાર્થક છે; નહીતો **मनुष्यरूपेण मृगाश्चरंति**ની પેઠે મનુષ્યના આકારમાં પશુજ છઇયે, કેમકે શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ તે પાંચ વિષયનો ઉપયોગ પશુ પણ કરે છે ને તે પાંચ વિષય મેળવવાનું જ્ઞાન પણ તેને છે તે જ્ઞાન આપણે પણ મેળવીએ તેમાં આપણી બહાદુરી શું? તેથી તો આત્મા દુખે છે ને આત્મહત્યાનું પાપ લાગે છે. માટે તેમ ન થતાં ઇન્દ્રીયોને વિષયથી રોકીને આપણા સરજનહાર સર્વેશ્વર પ્રભુમાંજ લગાડવી. તે લગાડવા માટેનાં સાધનમાંનું આ એક મારા દ્વારકાંધીશનો પ્રસાદ છે તે આપની આગળ રજુ કરૂં છું. તે પણ મુખ્ય સત્સંગનોજ પ્રભાવ છે; અને જે માંહી ન્યુનતા છે તે મારી અલ્પ મતિની ખામી છે પણ આપ હંસરૂપ સારનેજ ગ્રહણ કરશો એવી આશા રાખું છું. ને મનમાં ઇચ્છું છું કે હમેશાં આ પ્રસાદમાંથી આપને રૂચે તેટલુ ગાઇને મનને પુષ્ટ કરશો. લોભીયાના ધનની પેઠે રાખી ન મુકશો એવી મારી આપના પ્રત્યે વિનતિ છે.

તા. ૨-૬-૧૧. માંગરોળ.

**લી. હરિજનોનો દાસ, મહાલક્ષ્મીનો**
**પુજારી. મેઘજી લાલજી.**

---

# પ્રથમતો શ્રીમત્ દ્વારકેશ ધણીના નામની ધુની લગાવો.

**=શ્લોક=વસંતતિલકા=રાગમાં=**

**શુભ શંખ ધારી ધણી દ્વારકેશ, કર ચક્ર ધારી ધણી દ્વારકેશ**
**શ્રીપ પદ્મ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ—**

કૌસ્તુભ ધારી ધણી દ્વારકેશ, શ્રીવત્સધારી ધણી દ્વારકેશ
ખટ ગુણ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ— ૨
છડી છત્ર ધારી ધણી દ્વારકેશ, ફુલ પત્ર ધારી ધણી દ્વારકેશ,
ખગધ્વજ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ— ૩
કર ઢાલ ધારી ધણી દ્વારકેશ, તલવાર ધારી ધણી દ્વારકેશ,
મણીમાળ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ— ૪
શીર તિલક ધારી ધણી દ્વારકેશ, કિરિટ મુકુટ ધારી ધણી દ્વારકેશ,
કર કમળ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ.— ૫
પીતાંબર ધારી ધણી દ્વારકેશ, પદ નુપુર ધારી ધણી દ્વારકેશ;
વનમાળ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ.— ૬
ઊપવિત ધારી ધણી દ્વારકેશ, પીત વસ્ત્ર ધારી ધણી દ્વારકેશ,
કટિબંધ ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ — ૭
શુભ વેષ ધારી ધણી દ્વારકેશ, શીર પેચ ધારી ધણી દ્વારકેશ;
સુર સનક ધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ.— ૮
મુખ મુર્લી ધારી ધણી દ્વારકેશ, વ્રજના વાહારી ધણી દ્વારકેશ,
વિભુ વિશ્વધારી ધણી દ્વારકેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ.— ૯
ધણી દ્વારકેશ હમ્મેશ સેવો, નહી દેશ વિદેશે દેવ એવો;
ધણી દ્વારકેશ પરમ પરેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ.— ૧૦
ધણી દ્વારકેશ રાજાધીરાજ, સ્વામી સદાય મુજ શીરતાજ;
પુજાયછે પ્રેમથી દેશ દેશ, ગોવિંદ ગદાધર દ્વારકેશ— ૧૧
ધણી દ્વારકેશ અખંડ રૂપ, ધણી દ્વારકેશ બ્રહ્માંડ ભુપ,
ધણી દ્વારકેશ સહુથી વીશેષ, ગોવિંદ ગદાધર દ્વારકેશ— ૧૨

## ગીતી.

દ્વારકેશ દુઃખ હણશે, ભણતાં ભાવેથી ભગવત નામો;
અંત સમયનો બેલી, સદા સંગી છે સાચો વિસામો,

---

શ્રીમત્ દ્વારકાંધીશકી જે રાજા શ્રીમત્ રણછોડરાયકી જે જય જય રઘુવીર સમર્થ.

## श्रीमत् सद्गुरु विजयते.

## શ્રી માંગરોળથી શ્રી દ્વારકાંપુરી જતી વખત શ્રી મહાલક્ષ્મીજીને કરલી વીનંતી.

( તમે દાની છો દેવ દ્વારકાં પતી: એ ઢબ. )

હરેકે મહાલક્ષ્મીજી મહાન ગુણશાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી,
હરેકે તારા દરશનથી દોષ દુર નાસે, રે પાદસ્પર્શનથી પુણ્ય સહુ પાસે,
હરેકે પામે દરશન તે પુર્ણ ભાગ્યશાળી, રે નમું માત શ્રીમંગળપુર વાળી.— ૧
હરેકે રઘુરાજ તારી બાજુમાં બીરાજે, રે જેનો જગમાં જાહેર જશ ગાજે,
હરેકે તેની સાથ સીતા માત તું દયાળી, રે નમું માત શ્રીમંગળપુર વાળી.— ૨
હરેકે પ્રગટિ પંકજથી કમળા કહેવાણી, રે આદિ નારાયણની તું પટરાણી,

હરેકે કૃષ્ણ સંગે તું રૂકમણી રૂપાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૩
હરેકે ત્રૈલોક તણી લાજ તુજ હાથે, રે તને રાખે જગનાથ સદા સાથે,
હરેકે તમે સીંધુની સુતા છો સુંવાળી રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૪
હરેકે રિદ્ધિ સિદ્ધિ તારી સમૃદ્ધીની દાસી, રે તારી પ્રભાના પ્રભાવથી પ્રકાસી,
હરેકે મહાલક્ષ્મી તું સત્વગુણ શાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૫
હરેકે મહાસરસ્વતી રજો ગુણ રાખે, રે જેની સ્હાયથી સુકવિ કાવ્ય ભાખે,
હરેકે તમોગુંણનું સ્વરૂપ મહાકાળી, રે નમુ માત શ્રી મંગળપુર વાળી.— ૬
હરેકે મહામ્માયા ત્રીલોકમાં વીહારી, રે તમે મુખ્ય શાંત સત્વ ગુણધારી,
હરેકે તારા ચરણકમળ પુંજીહું પખાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૭
હરેકે તમે જગત તાત તણી જોડ શાણી, રે આપ પધાર્યાં છો પુર્ણ કૃપા આણી,
હરેકે મુખકમળ માનુ જોઉં હું નીહાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૮
હરેકે સર્વ સમૃદ્ધિનો સાર શ્રીજી તું છે, રે તારાથકી સર્વ ક્ષેમ કુશળ પુછે,
હરેકે માન નથી મારા નાથથી નીરાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૯
હરેકે મને મોકલો શ્રી દ્વારકેશ પાંસે, રે આશ પુર્ણ મારી તુજ થકી થાશે,
હરેકે તારી કરૂણાથી મળે વનમાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી — ૧૦
હરેકે કરી કરૂણા શ્રી જુવો મુજ સામુ, રે દીવ્ય દર્શન આ દેહથી હું પામું,
હરેકે ગાઉં ગુણ પુર્ણ પ્રેમે પાડી તાળી, રે નમું માત શ્રી મંગળપુર વાળી.— ૧૧
હરેકે દાસ મેઘજીની આશ પુરી કરજો, રે માત આપી આશીષ ભક્તી ભરજો,
હરેકે કરો ભગવત ભેટાડી ભાગ્યશાળી, રે નમુ માત શ્રી મગળપુર વાળી.— ૧૨

**શ્રી મહાલક્ષ્મી માતકી જે.**

**આ પ્રસાદના અગાઉથી ઇચ્છક.** નાનામ, ગુરૂ શ્રી ગગાધર બજીભાઈ માંગરોળ, પંડયા ભગવાનજી દેવજી, જોષી બીખા લાધા, વો. વલ્લભદાસ કામેશ્વર, વો.છોટાલાલ શીવશંકર, સુરૂખ્ખી હરજીવન મયારામ, વડીલ બધુ ભવાંન લાલજી, જોષી મટુલાલ માંડણજી, હાલ પોરબંદર, સુરખ્ખી મગનલાલ જગજીવન, મુકામ બેટ શંખોદ્ધાર, મુરખ્ખી ત્રીકમદાસભાય, શ્રીરણછોડજીના સેવક જુનાગઢ, સોની પુરૂષોત્તમદાસ ભગવાનલાલ ઘોરાજીવાળા, હાલ માંગરોળ, મીસ્તરી પુરૂષોત્તમ નથુભાય, માંગરોળ, મીસ્તરી રણછોડ ગોવીંદ, ભોય ધારસી આણંદ, ભોય કાનજી લીલા, ભોયલાલજી લીલા, જોષી દ્વારકાંદાસ હરિભાય,

શ્રીસ્કંધ પુરાણોક્ત દ્વારકાંમહાત્મ્યનું ગુજરાતી ભાષાંતર દ્વિવેદી વિશ્વનાથ ગોવીંદજીનું છપાવેલું (૧૨) આનાની કીમતનું દ્વારકામાં મળે છે તે અવશ્ય વાંચવા મારી વીનંતી છે.



મારા તરફથી આસીવાય બીજાં પુસ્તકો થોડા દીવસમાં બહાર પડશે તેનાં નામ.

શ્રી રામરક્ષાનુ સગીતમાં ગાન શ્રી ઉપદેશ દોહા વળી શ્રી મહાલક્ષ્મી મહોત્સવમાળા શ્રીમત રણછોડરાય રત્નમાળા.

ઉપર લખ્યાં પુસ્તકો ઇશ્વર ઇચ્છા થયે બાહાર પડશે. લી. મેઘજી લાલજી.

શ્રીયુતજી અનંત પ્રસાદજી કૃત, દીપમાળા તથા ભેટમાળા તે પણ શ્રી રણછોડરાયજીના ગુણ ગાન ગાવા માટે અતિઉપયોગી ને રસમય છે તે મળવાનું ઠે. પાટણ. ગુજરાત—આનંદ પ્રેસ.

**શ્રી તુલસીજીનું કુંડું.**

**આ પુસ્તકનું નામ દ્વારકાધિશનો પ્રસાદ શા માટે તેનો ખુલાસો.**

પ્રભુના ચરણમાં પ્રથમ પોથી અર્પણ થઇ માટે પ્રસાદ. પ્રસાદમાં તરેહ તરેહની મીઠાઈ હોય તેમ આમાં તરેહ તરેહના ગરબા, મીરાંચરિત્ર તથા પ્રભુના નામની માળાઓ વિગેરે છે પ્રસાદ મુખથી ખવાય તેમ આ મુખથી ગવાય. પ્રસાદ ખાતાં આનંદ થાય તેમ આ ગાતાં આનદ થાય. પ્રસાદ માંદાંને ન ભાવે તેમ આ પાપીને ન ભાવે, પ્રસાદ ખાવાથી તન પુષ્ટિ પામે તો આ પ્રસાદ ગાવાથી મન પુષ્ટિ પામે, પ્રસાદ ખાનારને જ આનંદ મળે ને આ થી ગાનાર તથા સાંભળનાર સર્વને આનંદ મળે, પ્રસાદ ખાવાથી ખુટે ને આ પ્રસાદ ગાવાથી વધે એવો છે હમેશાં પહેલેથી છેલ્લે સુધી અથવા માંહેથી રૂચે એટલો ભાગ પ્રેમથી ગવાય તો જરૂર જીવનું કલ્યાણ થાયજ. એ જીજ્ઞાસાથી આ પ્રસાદ આપને આપી આનંદ માનું છું માટે હે મારા વ્હાલા પ્રેમી હરિજન બંધુઓ આ પ્રસાદ હોંશથી ગાવાને મનથી પ્રભુને ધ્યાવા ચુકશો નહીં એ મ્હારી આપના પ્રત્યે પ્રાર્થના છે. લી. આપનો દીનદાસ મેઘજી

**દરેક શ્વાસે રામ નામ જપવાની ટેવ પડે તો બેડો પાર થઈ જવાય.**

# ( શ્રીરામ મંત્રની માળા. )

( લાવણી. )

શ્રીરામ શ્રીરામ શ્રીરામ રઘુવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ,
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ભુમીશ્વર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧
શ્રીરામ શ્રીરામ શ્રીરામ વિધુવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ નટવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૨
શ્રીરામ શ્રીરામ શ્રીરામ સુરવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ વિભુવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૩
શ્રીરામ શ્રીરામ શ્રીરામ નરવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ અઘહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૪
શ્રીરામ શ્રીરામ શ્રીરામ સુખકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ દુ:ખહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૫
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શરધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ,
શ્રીરામ શ્રીરામ શ્રીરામ રિપુહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ — ૬
શ્રીરામ શ્રીરામ શ્રીરામ મનહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ જનકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૭
શ્રીરામ શ્રીરામ શ્રીરામ જયકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ લયકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૮
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ભયહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ મહિધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૯
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રુતિકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ દ્યુતિધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૦
શ્રીરામ શ્રીરામ શ્રીરામ મુનિવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ધ્રુનીધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૧

શ્રીરામ શ્રીરામ શ્રીરામ મતિધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ગતિકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૨
શ્રીરામ શ્રીરામ શ્રીરામ તમહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ તનુધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૩
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શુભકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ મદહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૪
શ્રીરામ શ્રીરામ શ્રીરામ સતધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ભવહર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૫
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શ્રીધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ શુદ્ધકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૬
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ક્રીટધર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ અવધવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૭
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ઇશ્વર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ મહેશ્વર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ— ૧૮
શ્રીરામ શ્રીરામ શ્રીરામ ગુણવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ નિધીવર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૧૯
શ્રીરામ શ્રીરામ શ્રીરામ અજકર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ અક્ષર, શ્રીરામ શ્રીરામ શ્રીરામ રામ.— ૨૦
શ્રીરામ શ્રીરામ શ્રીરામ જપથી, શ્રમ વીણુ સાચો અર્થ સધાય;
શ્રીરામ શ્રીરામ શ્રીરામ જપથી, ભવજળ શ્રમ વિણુ સહજ તરાય.— ૨૧
શ્રીરામ નામ પરમ જપ જગમાં, જપતાં જમદુત જુવે નહિ;
રામ મંત્ર તારક રટવાથી અંત સમે કોઇ રૂવે નહિં.— ૨૨

( ગીતી. )

રામ મંત્રના બળથી, મળતી મુક્તી કાશીમાં જનને,
સદા રામ રટવાથી, જીવન મુક્તી જરૂર કરો મનને.

---

# શ્રીમત્ સદ્‌ગુરૂદેવકી જય
# સદ્‌ગુરૂ શ્રી નૃસિંહ પ્રભુ વિજયતે.

## श्रीमते रामानुजाय नम :

### શ્રીમત્ દ્વારકાંધીશનો પ્રસાદ.

### ( મંગળાચરણ )

### ( છંદ ભુજંગી. )

નમું સદ્‌ગુરૂ શેષ શ્રી શારદાઇ, નમું નાથ નારાયણુ શેષશાઇ;
નમું સંતને ખંતથી પુર્ણ પ્રેમે, ગુણો ગાઉં રણુછોડના દઢ નેમે.

## ગરબો (૧) પહેલો.

### ( અંબીકા આનંદી=એ ઢબ. )

બે કરજોડી કહું એક વાતરે, રણુ. તમે કોટિ બ્રહ્માંડના નાથરે, રણુછોડરંગીલા. ૧
સુણી શાસ્ત્રે તમારી ખ્યાતરે, રણુ. જાણ્યા પરચા તારા પ્રખ્યાતરે, રણુછોડરંગીલા. ૨
આશા ધારીને ચરણુ કોય આવેરે, રણુ. તે તો તારી કરૂણાથીજ ફાવેરે, રણુછોડરંગીલા. ૩
અમે આવ્યા આજે આપ પાસેરે, રણુ કર કબુલ હવે તુજ દાસરે, રણુછોડરંગીલા. ૪
શમ દમ દાન દેવા ન જાણુંરે, રણુ નથી આજ્ઞા આચારનું ઠેકાણુંરે, રણુછોડરંગીલા. ૫
મતિ મંદ મલિન હુ પાપી રે, રણુ. આંણ્ય તારી મેં ભારી ઊથાપીરે, રણુછોડરંગીલા. ૬
પાળું હુકમ હજી હું ન પુરેરે, રણુ. ખાવા પીવાને ખેલવામાં શુરેરે, રણુછોડરંગીલા. ૭
જે અવગુણુ જગતમાં દીસે રે, રણુ. તે તમામ છે મુજ વિશેરે, રણુછોડરંગીલા. ૮
વિષયવાસનાને વેર ઝેર જાઝુંરે, રણુ. દુરિજનીયાંથી દીન રાત દાઝુંરે, રણુછોડરંગીલા. ૯
પડે માયાનો માર મુજ માથેરે, રણુ. હણે સુમતી થૈ કાંમ ક્રોધ સાથે રે, રણુછોડરંગીલા. ૧૦
ધણી ધાર્યો નહીં મેં માથે રે, રણુ. થયો હેરાન હું મારે હાથેરે, રણુછોડરંગીલા. ૧૧
ત્રાહિ ત્રાહિથું શર્ણું હવે તારો રે, રણુ. ભવદવમાંથી બળતો ઊગારોરે, રણુછોડરંગીલા. ૧૨
દોષ દેખિને રોષ નહીં કરરે, રણુ. અભય આપીને કર શીર ધરજોરે, રણુછોડરંગીલા. ૧૩
ભવરણુથી રણુછોડજી છોડાવોરે, રણુ. જન્મ મરણુનાં સંકટ તોડાવોરે, રણુછોડરંગીલા. ૧૪
વ્હાલા વૈરાગ્ય પ્રેમ જગાડોરે, રણુ. જ્ઞાન ભક્તિ ભરી સ્થીર પાડોરે, રણુછોડરંગીલા. ૧૫
ઊપર કહિ અરજ ઊર ધારોરે, રણુ. પુરા પ્રગટ હ્રદયમાં પધારોરે, રણુછોડરંગીલા. ૧૬
આપ વિના ન અન્ય કોય બેલીરે, રણુ. કહું બીના બની બધી ખોલીરે, રણુછોડરંગીલા. ૧૭
વસી મનમાંને શ્રેય સુજાડોરે, રણુ. મારા તનના તે તાપ બુઝાડોરે, રણુછોડરંગીલા. ૧૮
ઊરે આવો હે અંતર જામીરે, રણુ. હરો મેઘાના મનની ખામીરે, રણુછોડરંગીલા. ૧૯

### ( દોહરો. )

ખામી હરશો ખંતથી, નક્કી છેજ નીશંક, પડીને પદમાં પ્રેમથી, વિનવે મેઘો રંક.

## ગરબો (૨) બીજો.

### ( મહિશ નામે અસુરનો ભુપતી=એ ઢબ. )

હરે કે તમે દાની છો દેવ દ્વારકાંપતીરે, તારે શર્ણું થયાં તેની વિપત્તિ પતી.— ૧
હરે કે છૈયે શર્ણું વારંવાર પ્યાર ધારીનેરે, ચરણુ શીશ નામી ભુજ બે પસારીને.— ૨
હરે કે તુજ સન્મુખ સુખ જાય ન મુખથી કહ્યુંરે, દુખદારિદ્ર આજ અમારૂં ગયું.— ૩
હરે કે થયાં સાચાં સુભાગી આપને મળિરે, ભલે ભુમીમાં માનવીની દૈ મળિ.— ૪
હરે કે ભવો ભવના ભરથાર દ્વારકાંપતીરે, વ્હાલા લાગો છો આપ અમોને અતી.— ૫
હરે કે આપ પીતાને પ્રજા અમે આપનીરે, આવ્યાં શર્ણું હવે મારી કરો પાપની.—૬
હરે કે આપો દિવ્ય દેહ દેવ દ્વારકાંપતીરે, ટળે જગમા જાવાની હવે વિપતી.— ૭
હરે કે જગત તૃષ્ણાનો તાર હવે તોડજોરે, તારિ ભક્તિમાં મન્ન મારૂં જોડજો.— ૮
હરેકે તમે રૂકમણિના કાંન્ત રળિયામણા રે, તારિ કરૂણામાં કૃષ્ણજી નથી મણા.— ૯
હરેકે દોરિ ખેંચી ચોરીને ચિત્ત લાવીયારે, થયાં સુભાગી અભાગી અમે ફાવિયાં.— ૧૦

હરેકે ભાંગી:ભવની ભાવટ્ટ આજ ભુધરે રે, હવે આવવું ન માગીએ ઉદરે.— ૧૧
હરેકે તારા ધામમાં વિરામવા વત્તિ કરો રે, જગતપ્રતિ વત્તિ છે તે સમુળિ હરો.— ૧૨
હરેકે પ્રભુ પ્રેમ રોમરોમ પ્રગટ ઝટ ભરો રે, જગત ભાન ભુલું એવિ પ્રેરણા કરો.—૧૩
હરેકે કિરતાર તદાકાર તુજમાં કરો રે, તુમાં તન્મય મન મારૂં પ્રભુજી કરો.— ૧૪
હરેકે ત્વરાથકી કુતર્કને આપ કાપજોરે, રિપુગર્વ હણી શાંતિ સદા આપજો.— ૧૫
હરે કે શત્રુ કામ ક્રોધ લોભ મોહને હણોરે, મદદ કરવા માલીક પીતાજી બણો.— ૧૬
હરેકે અમો બાળની સંભાળ આપથી થશેરે, તારી સ્હાય વિના સંકટો નહીં જશે.—૧૭
હરે કે ભવરણથી રણછોડ હવે છોડજોરે, હાથ ઝાલ્યો તેને ન તરછોડજો.— ૧૮
હરે કે તારી કૃપાથી કંગાલ તે કર્મિ બનેરે, તારી દયાથી દળિદ્રિ તે દાની બને.— ૧૯
હરે કે તારા શર્ણું થકી જન્મ મરણ જાય છેરે, એમ વેદવાંણી સિદ્ધજનો ગાય છે.—૨૦
હરે કે યોગ યજ્ઞ તપ દાન ન તે તુલ્ય છે રે, તારૂં નામ માત્ર સર્વથી બે મુલ્ય છે.—૨૧
હરે કે તારા નામ ધામ રૂપની ન ઉપમારે, દેવ દાનવ ન કોય આપની સમા.— ૨૨
હરે કે તારા દાસ પાસ વાસ સદા આપનોરે, તેને પરભવિ શંકે ન પવન પાપનો— ૨૩
હરે કે જેના રક્ષક રણછોડરાય થાય છે રે, જાય માયા તેનાથી ત્રાહિ ત્રાહિ છે.— ૨૪
હરે કે તારા ભક્તને ન હોય ભય જગતનોરે, તારી કૃપા વડે રહે ન અશક્ત કો.— ૨૫
હરે કે આપ મર્જી પુરિ પાડવા સમર્થ છોરે, ખરે ખરા ગર્જી તણા તમે ગર્થ છો.—૨૬
હરે કે આજ ગરજવંત અરજ આપને કરેરે, તારી કૃપા વિના કાર્ય મારૂં નહિ સરે.—૨૭
હરે કે હવે મરજી માલીક આપની ખરીરે, અમે અરજી તો આપની કને કરિ.— ૨૮
હરે કાલાવાલા દયાળા દીલે ધારજોરે, દીન દાસોને ક્ષણે ન વિસારજો.— ૨૯
હરેકે વિશ્વવિદિત મદદ મેઘજી હજી ચહેરે, કરગરિ કર શિરપર ધરવા કહે.— ૩૦

( દોહરો. )

કર શિર પર ધારિ હરી, કરો અભય અવિનાશ, તારી દયા થકી થયા, અભય ભક્ત અવિનાશ.

## ગરબો ( ૩ ) ત્રીજો.

### ( ચિક્ષુર આવ્યો ક્ષુદ્ધાર અસી હાથમાંરે લોલ—એ ઢબ. )

તમે રાજાઓના રાજા રણછોડ છોરે લોલ, ધરી આશ અત્ર ફાંસી થકી છોડશોરે લોલ.—૧
તારા નામથી વિરામ મળ્યા કેકનેરે લોલ, તારા ધામમાં અરજ કરૂં હુ રહિ કનેરે લોલ.—૨
તમે આંહી ઉભા ભક્તનો ભય ભાંગવારે લોલ, સ્નેહે સ્વીકારીને સુદામાના કાંગવારે લોલ.—૩
જુઠા ઠાઠે ઠાકોર ન ઠગાવછોરે, ખરો પ્રેમ જોવ ત્યાંજ તમે જાવછોરે લોલ.—૪
તમે પ્રિત કરી પ્રેમના પ્રમાણમાંરે લોલ, કહું કાંઇક જરી જે છે મુજ જાણમાંરે લોલ.—૫
પ્રગટ થયા પ્રથીરાજ તણે બારણેરે લોલ, ગયા ગોમતિજી સૈત પ્રેમ કારણેરે લોલ.—૬
હજી હાજર એ મંદિર હૈયાત છેરે લોલ, ખરેખરિ કરી દાસતણી ખ્યાત છેરે લોલ.—૭
હાંકી બેલ લઇ વેલ બોડાણા તણીરે લોલ, રહ્યા ડાકોરમાં દ્વારકાંધીશ ધણીરે લોલ.—૮
કર્યું ગોમતિ સહિત ધામ શોભતુંરે લોલ, જતાંવેત જન મન રેવા લોભતુંરે લોલ.—૯
મેતા પર્વત આવતા આ હજુરમાંરે લોલ, આવ્યા પ્રેમથી બે ચાય મંગલપુરમાંરે લોલ.—૧૦
હજી હાજર ત્યાં ગોમતિજી વાવ છેરે લોલ, સ્નાન કરતાં અઘ જાય એવો ભાવ છેરે લોલ.—૧૧
દોડયા દુર પંઢરપુર કમ્મરે કર ધર્યારે લોલ, વિઠ્ઠલનાથ ઠર્યા ભક્ત ત્યાં ઘણા કર્યારે લોલ.—૧૨

તુકારામ નામદેવ દામાજી થયારે લોલ, જ્ઞાનદેવ જાંનબા મે જાણ્યાં તે ક્યાંરે લોલ.—૧૩
હાંક્યો અર્જુનનો રથ્થ આ હાથેં કરિરે લોલ, પિપાને બતાવિ દિવ્ય દ્વારકાંપુરિરે લોલ.—૧૪
સતિ દ્રૌપતિનાં ચીર તમે પુરિયાંરે લોલ, કાઢયાં કૌરવ કુળ કેરાં મુળિયાંરે લોલ.—૧૫
મેતા નરસીને હાર તમે આપીયોરે લોલ, જ્યારે કોપ્યો તો મંડળિક પાપીયોરે લોલ.—૧૬
તમે વેશવાળ શામળશાતું કર્યુંરે લોલ, રાગ કેદારો છોડાવિને નાણું ભર્યું રે લોલ.—૧૭
તમે શ્રાદ્ધ શાર્યું નરસિના પીતાતણુંરે લોલ, પુર્યું મામેરૂં કુંવર્યને રળિયામણુંરે લોલ.—૧૮
હેતે હુંડી સ્વીકારી છે આ ધામમાંરે લોલ, આવ્યા નરસિને તમે છો બહુ કામમાંરે લોલ.—૧૯
મીરાંબાઇને સદાય લીધાં ચર્ણમાંરે લોલ, એના એજ હજી ઉભાશ્યામ વર્ણમાંરે લોલ.—૨૦
હજી ભકતો તો આપના અનેક છેરે લોલ, મને કહેવાનો કાંય ન વીવેક છેરે લોલ.—૨૧
તારે દ્વાર આવ્યાં ખ્વાર તે ન થાય છેરે લોલ, તારિ આશથી નીરાશ કો ન જાય છેરે લોલ.—૨૨
તમે પ્રગટ મળ્યા શામળા અનેકનેરે લોલ, શાંને ન મળો આ દીંન દાસ એકનેરે લોલ.—૨૩
તમે પિતા પુત્રમાં ન ભેદ રાખશોરે લોલ, જેવાં તેવાં તોય બાળને સ્વીકારશોરે લોલ.—૨૪
આરા પધારો પ્રેમે ચડિને ચાખડીરે લોલ, ભેટું ભાવથી હું ઠારૂં મારી છાતડીરે લોલ.—૨૫
ઘણા દીનનો વિયોગ વ્હાલા છે પડયોરે લોલ,આજ તલ્પી તારા ધામમાં આવિ ચડયોરે લોલ.—૨૬
હરિ હદ થૈછે હવે હાંમ પુરજોરે લોલ, રોમરોમ મને પ્રેમ પુરો સ્ફુરજોરે લોલ.—૨૭
તમે પ્રેમને આધિન પુરૂષોત્તમારે લોલ, કાલા ઘેલા કહું બોલ તે કરો ક્ષમારે લોલ.—૨૮
દોષ ક્ષમા કરિ મળો હરિ મુજનેરે લોલ, કહુ વારંવાર કર્ગરિને તુજનેરે લોલ.—૨૯
ભરો ભક્તિ ભરપુર માગે મેઘજીરે લોલ, નરસીદાસ જેવો કરો મુજને હજીરે લોલ.—૩૦

( દોહરો )

અનેક ભકતો આપના, હળિમળિ હરિગુણ ગાય, તેમાં શ્રી રણછોડજી, રાખો મને સદાય.

## ગરબો ( ૪ ) ચોથો

( સકાદય સુર ગણા મળિ—એ ઢબ. )

ભકતો તારા ભેરા મળી, તાળિ પાડી ગુણ ગાય,
એમાં અમોને તું રાખજે, પ્યારા રણછોડ રાય.—ભકતો તારા. ૧
તુકા તુલસી સુરદાસને, મેતાનરસીની પાસ,
વાસ સદા મને આપજો, સાથે રહિ શ્રીનીવાસ.—ભકતો તારા ૨
ચંદ્ર રૂપે રે રાજેં પ્રતું, તારા રૂપેં સહુ દાસ,
એક સ્થાનક મળિ આપણે, કરીયેં રાસ વીલાસ. —ભકતો તારા ૩
રીઝો રીઝો રણછોડજી છોગાળા સુખદાય;
ગાય બ્રાહ્મણ પ્રતીપાળ છો, સંતોને સુખદાય.—ભકતો તારા ૪
કરૂણાકરો હવે કૃષ્ણજી, મારા રામને રૂપ;
એકનાએક અનેક છો, જુદે જુદે સ્વરૂપ.—ભકતો તારા ૫
ભ્રમણા ભાંગી ભગવાંન તેં, દઇ કાંઇક આભાસ;
પાછા શીદને છુપી ગયા, કરો પુરો પ્રકાશ.—ભકતો તારા ૬
ભક્ત જગતનેરે નહીં બને, વનેં હોય જેમ વાસ;
એમ ભવમાં અમેં ભટકીએ, ટકીયેં તુજ પદ પાસ.—ભકતો તારા ૭

દયા કરો દ્વારીકાંપતી, છો દયાના નીધાંન;
દીનદયાળુ કહેવાવછો, કેમ માગોછો માન.—ભક્તો તારા ૮
કાલુ ઘેલું બાળક બોલીયે, તે શું સુણશો ન કાંન;
મોટાઇમાં શું આવી ગયા, ભાવિકના ભગવાન.—ભક્તો તારા ૯
મોટા ભક્તોને તો ભાવથી, ભેટયા તમે હજુર;
છોટાં જાણી શું છેટાં કરો, થયા દયાળા શું કૃર.—ભક્તો તારા ૧૦
અંતર પડદા અળગા કરો, ધરો ધર્મની હામ,
આંમ ન ઓપે આપને, સુણોસુંદર શ્યામ.—ભક્તો તારા ૧૧
વિરહ રહે છે વીયોગનો, દુખી દેખે છે લોક;
માંનો માંનો મ્હારા પ્રભુ, મારો છાંનોછે શોક.—ભક્તો તારા ૧૨
નામે નામી તમે નહિ મળો, તો લેશે કોણ નામ,
ધાંમ ધોડી અમે આવીયાં, છતાં કાં કરો આંમ.—ભક્તો તારા ૧૩
કોટિ બ્રહ્માંડપતી તમે, અમે અવગુણીયાં શીશ્ય,
રંક જાણી રણછોડજી, છોડો સુણી વાણી રીશ.—ભક્તો તારા ૧૪
શુચી વેશે તમે શામળા, મારૂં અશુચી છે અંગ;
કરવા પવિત્ર પ્રભુ તમે, છો સમર્થ શ્રીરંગ.—ભક્તો તારા ૧૫
બાનાં ન કાઢો બાપુ તમે, છાના ન રહો નાથ,
પાપો કાપી સ્થાપી પાદમાં, કરો અમને સનાથ.—ભક્તો તારા ૧૬
આપ મળ્યા છો અનેકને, મારાં સાંભળ્યાં પાપ;
છોરૂ કછોરૂ તો થાય છે, છતાં સાંખે તે બાપ.—ભક્તો તારા ૧૭
કરૂંછુ પુકાર હું ક્યારથી, નથી લેતા શું ધ્યાન;
અંતરજામી અલબેલડા, કરો કરૂણાનુ દાન.—ભક્તો તારા ૧૮
હું નહિં સૈ લઉ તારા રૂપને, શાને શોચો દયાળ;
બાળક ટળવળે બારણે, બોલાવો પાસે હાલ.—ભક્તો તારા ૧૯
મુઢ મુરખ મતી મેઘજી, હજી રહ્યો નાદાન,
તેને સુધારીને શ્રીપતી, દેહે દર્શનનું દાન—ભક્તો તારા ૨૦

( દોહરો. )

દરશન ઘો આ દેહથી, સ્નેહે જગ સરકાર, ગુરૂ વચન સિદ્ધિ કરો પામું ભવનો પાર.

## ગરબો ( ૫ ) પાંચમો.

( સુરપતિ પદરે પામ્યો આમરારિ મા—એ ઢબ. )

ચાલ. પાર પામવો કીરતાર તારે હાથે છે, પામ્યા જે પાર સદા તે તુજ સાથે છે;
મારીતો ભાંખ ખરી તુજ માથે છે.— ૧
ઢાળ. તુજ માથે છે વાત હઇયું મુજ હાથ નથી રણછોડ રંગીલા;
સાચો શેવક તારો કરજે શિરપર ધારી હાથ.— ૨
ચાલ. હાથ હઇયુ હવે તારેજ રાખજે, અનાથના નાથ દયા દીલ દાખજે;
બોલું કુબોલ તો કરૂણાથી સાંખજે — ૩
ઢાળ. કરૂણાથી કિરતારી તારી અનેક આપે જાત,
માત તાત જાહેર જગતનાં વેદ વિદિત વિખ્યાત. - ૪

ચાલ. વેદ વિદિત વિખ્યાત વાત તારી છે, અજામેળ અધમ ત્હેં ગુણિકા ઉદ્ધારી છે;
પદરજેં નારી ગૌતમની તે તારી છે.— ૫
ઢાળ. તારી તેં ગૌતમની નારી કમ નથી મહિમાય,
તારા પદતીરથને પીતાં, જન્મ મરણ મટી જાય.— ૬
ચાલ. જાય જન્મમરણ એવી વાત છે, લેવી મારે તો તારાથી મુલાકાત છે;
લીધી જેણે તે જગેજ પ્રખ્યાત છે.— ૭
ઢાળ. છે પ્રખ્યાત તાત તારા જન વાત નથી એ છાની;
માટે કરો દયાથી દેવા મૂર્તિ મુજ મન માની.— ૮
ચાલ. મુજ મનમાની કરો નિજ મૂર્તિ, દાસ આવ્યા તુજ પાસ છે દૂરથી;
વૃત્તિ જેવા નિત તુજને ઝુરતી.— ૯
ઢાળ. ઝુરતી વૃત્તિ જેવા મ્હારિ કિરતાર કર મહેર,
વખત વાયદો વહ્યો જાય છે, શાદ કરે છે દેર.— ૧૦
ચાલ. શીદ કરે દેર દયાનિધિ દેવા, બોલાવી લે ઘેર કરવા તુજ સેવા,
લહાવા દે નૌતમ ભકતો જેવા.— ૧૧
ઢાળ. નૌતમ ભકતો જેવા લહાવો લેવા લગની થાય;
તમે તથાપિ કાં ન જણાતા તલપી જીવડો જાય.— ૧૨
ચાલ. તલપ તમારી રહે છે ભારી, અંતરજામી જુવો ને વિચારી,
ઝંખે છે તુજને આ જાત અમારી.— ૧૩
ઢાળ. ઝખે છે દિન રાત જાત આ તાત થયા શું આવા,
કીડી માથે કટક કરો શું ક્યાં કરશો જઈ દાવા.— ૧૪
ચાલ. દાવા દેવ નથી બીજે મારા, મુકી તને નથી બીજેજ જનારાં;
થયાં તારાં તે ન બીજાનાં થનારાં.— ૧૫
ઢાળ. નથી થનારાં બીજાનાં બીજા એ દી મેમાન;
સાચો સ્નેહિ તુજ અમારો છતાં ચહે છે માન.— ૧૬
ચાલ. માન દેતાં દીન બાળક ન જાણે, અવળા ને સવળા શબ્દ મુખે આણે;
શિદ હવે તાંતણો પ્રીતિનો તુ તાણે.— ૧૭
ઢાળ. પ્રિત તાંતણો તું તાણે છે છાનો રહીને શ્યામ;
પ્રગટ નીરખવા હૈડે મારે નિત્ય રહે છે હામ.— ૧૮
ચાલ. હામ છતાં કાં ન કામ પતાવો, દિવ્ય દ્વારિકાં તો કાં ન બતાવો;
શીદ શીશુને હવે વધારે સતાવો.— ૧૯
ઢાળ. શીદ સતાવે તનને મનને તાવે છે તું તાત;
બસ કર બાપા હવે હદ થઇ કર મહારાથી વાત.— ૨૦
ચાલ. વાત તમે શે ન તાત ઉચરતા, કઠણ હૃદય દીન કાજ શું કરતા;
આરત શરણને રાખો શું રડતાં.— ૨૧
ઢાળ. રડતાં રાખ્યે તુજ પત જાશે પિતા ગણું છું પ્યારો;
ફરી તુજને કોણ સમરશે શીદ કરે છે ન્યારો.— ૨૨
ચાલ. ન્યારો ન રહી શકે નાનકડો બાળ, કરીશ જુદો તો ચડશે તને આળ;
જશે તુજ બીરદ ચરણ પ્રતિપાળ.— ૨૩

ઢાળ. પ્રતિપાળ દયાળ તુંજ છે પાળ વચન તું તારૂં;
દઈ દે દાદા દૃષ્ટિ એવી દા'ડી દિવ્ય નિહાળું.— ૨૪
ચાલ. દિવ્ય હું દેહ નિહાળું તમારો, પાપોના પડદા પ્રીતિથી નિવારો;
અધવધરાંનો આણો હવે આરો.— ૨૫
ઢાળ. આરો આણો અધવધરાંનો રંગીલા રણછોડ;
તારી આશે સાઠ ઉગાથી કરી અમે તો દોડ.— ૨૬
ચાલ. દોડ કરી હરિ દાદ લે દીલે, દરશન દઇ નિજમાં મેળવી લે,
ન રાખ તું રણછોડ લમણે ઢીલે.— ૨૭
ઢાળ. ઢીલે લમણે લાલ રાખવે લાજ આપની જાય,
પિતુ માતા પ્રખ્યાત જગતમાં ભક્ત દુ:ખી દેખાય. ૨૮
ચાલ. દુ:ખી દુજી વાતથી નથી અમે લેશ, પણ તારો વિરહ રહે છે હમેશ.
મળશે ક્યારે મારો મુળ દેશ.— ૨૯
ઢાળ. મુળ દેશ તો દૂર રહ્યા ને આતો છે પરદેશ,
પરદેશેથી તેડ્ય દેશમાં પ્યારા તું પરમેશ.— ૩૦
ચાલ. પરમેશ્વર નશ્વર નથી જોતું, માયીક ઠાઠ નથી મન મોહોતું;
નિશદિન તુજને જોવા રોતું — ૩૧
ઢાળ. રોતું રંકીક મનડું મારૂં તારાં તનને કાજ;
દીનદાસ ભવ દવમાં દાઝે આજે ઓલવ દાઝ.— ૩૨
ચાલ. દાઝ બુઝવ શીરતાજ પિતાજી, કરાવી દે વિષય આશાથી ઇતરાજી;
કાર્ય નિજ કિંકરને નિત રાજી.— ૩૩
ઢાળ. નીત રાજી કિંકર ને કરવા ધરજો હૈયે હામ;
રંગીલા રણછોડરાયજી રીઝો સુંદરસ્યામ — ૩૪
ચાલ. સુંદરસ્યામ મનોહર મુરત, પુરણકામ કરો કૃપા પુરત;
શામળીયા લ્યો શીશુની હવે સુરત.— ૩૫
ઢાળ. સુરદુર્લભ મનુષ્યા દેહી આપે આપી છે આ વાર,
તેમાં મેં તુજ પલ્લો પકડ્યો પહોંચાડો ભવ પાર.— ૩૬
ચાલ. પાર ઉતારો અમારૂરે ઝાઝ, ભરદરીયે ભટકુ છું મહારાજ;
સુખાની બનીને સંભાળો શીરતાજ.— ૩૭
ઢાળ. તાજ તમેછો શીરપર સૌના લાજ રાખજો લાલા.
દાઝ દીલે દીનબંધુ ધરજો, સુણીને કાલાવાલા.— ૩૮
ચાલ. કાલાવાલા તે દયાલા દીલે ધારજો, દોષ ન જોઇ દયાથી પધારજો;
બાળક જાણીને વ્હાલ વધારજો.— ૩૯
ઢાળ. વ્હાલવધારો હાલ પધારો હૈયા કેરા હાર,
મેઘો મંગલ ગીત ગાયને નીત જાય બલિહાર;— ૪૦

( દોહરો. )

ગુણગાયે જે ચાહાય તે, કરો ત્રીભુવનનાથ; દલીલ લગ્ની લગાડીને, ફરીયે જોડી હાથ.

## ગરબો (૬) છઠ્ઠો.

( દડવડદુત ગયો રળવળતો ) એઢબ.

દેવના દેવ હલીલ લલકારૂં, કર રણછોડ લાગે તે તને સારૂં; ૧
નરસીને રણવગડે દીધું વારૂ, આરત પરવત કરવા સારૂં; ૨
નીર વીર નામદેવને તમે પાયું, જ્ઞાનથી નામ ગણાવ્યું સવાયું. ૩
દામાજીના તેં દામ ચુકાવ્યા, મરતા તેં ફાંસી થકીરે મુકાવ્યા. ૪
લજ્જા કામધ્વજની તમે રાખી, ઉદ્ધારી ભુતની સૈન્યા આખી. ૫
સૈનાની સાટે સેવા તમે કીધી, ભુપને પ્રતીત પછી પુરી દીધી. ૬
પ્રહલાદને આહ્‌લાદ પમાડયો, હીરણ્યકશ્યપને હણી પાડયો. ૭
પોતાનો ધારી પીપાને બોલાવ્યો, છાપ સહિત તે પાછો આવ્યો. ૮
જેમલનું તમે જુદ્ધ પતાવ્યું, પ્રગટ એ પારખું પુરણ બતાવ્યું. ૯
શિવાજીને જીવાડવા જુક્તી કીધી, યવનની સૈન્યાને સંહરી દીધી. ૧૦
ભુવન ચૌહાણની હાણ હટાડી, કાષ્ટની તેગ તેજસ્વી બનાડી. ૧૧
દાસ ધનાનું તેં ધાન્ય ઉગાડયું, ત્યાર કરી ઘરે ગાડું પુગાડયું. ૧૨
અંગદનો વધ થાવા ન દીધો, હાથોહાથથી હીરલો લીધો. ૧૩
પુરી કરી કરમેતીની આશ, છોડાવ્યો સાસરીયાનો પાશ. ૧૪
દાસ મુરારીને ભારી ભજાવ્યો, વશ્ય કરી હાથી ને રાજા લજાવ્યો ૧૫
લાખાની લાજ તમે બહુ રાખી, વણીકને વાણી તેં સ્વપ્નમાં ભાંખી. ૧૬
વનમાળીને વીરક્ત ઠરાવ્યો, સાધુને પરચો પ્રતીત કરાવ્યો. ૧૭
સુર સારૂ દુર શરને ચાપ કીધુ, રઘુવરે રૂપ શ્રી કૃષ્ણજીનું લીધું ૧૮
તુલશીને માટ બન્યા સીતારામ, સાધુની શંકા તોડાવી તમામ. ૧૯
સંતદાસનો માનશી ભોગ માન્યો, છપન ભોગ આરોગ્યો છાનો. ૨૦
કબીરની કીરતી ભારે વધારી, જગજીત પંડીત પદ પડયો હારી. ૨૧
નીજ સ્વરૂપમાં મીરાંને સમાવી, ભૂપ પડયો ભોંઠો શોચ લાવી. ૨૨
ત્યાર ત્રીલોકનાં ઝાંઝર કીધાં, રીઝવીને તેં રાણાજીને દીધાં. ૨૩
ગોવિંદ સ્વામિને સંગ રમાડયા, પોતાની પહેલાં તેં એને જમાડયાં. ૨૪
પ્રેમનો નેમ ન રાખ્યો નાથ, મેઘાને શીર શીદ મુકો ન હાથ. ૨૫

( દોહરો. )

નેમ પ્રેમનો નાથજી, નથી રાખતા. આપ; કેમ વીસાર્યો મુજને, યાદ કર્યો શું પાપ.

## ગરબો (૭) મો.

( ચડ સુરપ્રચંડ જય જગદંબારે ) એ ઢબ.

દાદા દ્વારીકાંધીશદયાળ જયજગત્રાતારે, અમે પ્રજા ને તમે પ્રતીપાળ, જયપીતુમાતારે; ૧
તમે દયા ઉદધીછો દેવ જયજગત્રાતારે. દીયો દીવ્ય સદા તુજ સેવ. જયપીતુમાતારે, ૨
મારી ભૃગુએ છાતીમાં લાત. જયજગત્રાતારે;છતાં ચાંપ્યુ ચરણ રહીશાંત.જયપીતુમાતારે. ૩
સુણ્યો તારો સહજ સ્વભાવ. જયજગત્રાતારે, નીજશીશુ પર કદી ન રીશાવ.જયપીતુમાતારે;૪
ઉપજ્યા નીજ નાભીથી અજ જયજગત્રાતારે. અમે એનાં છૈયે વંશજ જયપીતુમાતારે, ૫

કરોવધુ બ્રાહ્મણુ પરબ્હાલ જયજગત્રાતારે; દરો ખરે ખરા પ્રતીપાલ જયપીતુમાતારે. ૬
નથી કર્મો કરવાની હામ જયજગત્રાતારે, મથી મુખે ભણું તુજ નામ જયપીતુમાતારે; ૭
કર્યાં કંઈક દીન વ્યતીત જયજગત્રાતારે. તેનો શોક ઠરે છે ચીત્ત જયપીતુમાતારે, ૮
કર્યું જાગ્યો ત્યારથી સવાર જયજગત્રાતારે; તમે કરી ત્વરાથી વ્હાર જયપીતુમાતારે. ૯
કર્યાં આપે કંઇક ઉપકાર જયજગત્રાતારે, કોય પામે ન તેને પાર જયપીતુમાતારે; ૧૦
તમે દાની છો દેવ દાતાર જયજગત્રાતારે. કર્યા બહુને બેડા પાર જયપીતુમાતારે, ૧૧
ભવદવમાં સહુ શેકાય. જયજગત્રાતારે; તેમાં કોથી ન ખરૂં શ્રેય થાય. જયપીતુમાતારે. ૧૨
ઓથ અન્ય નથી હું લેનાર. જયજગત્રાતારે, કરૂં કથી પ્રીતિથી પુકાર જયપીતુમાતારે.૧૩
મુજ મળે ન જગ જને મન જયજગત્રાતારે; મળો તમે તો થાઉં પ્રસન્નજયપીતુમાતારે.૧૪
કરી અનેક ભક્તની વ્હાર જયજગત્રાતારે, આવી મળો મને એકવાર જયપીતુમાતારે. ૧૫
ચહે છીપ સ્વાતીના બુંદ જયજગત્રાતારે; તેમ તમે અમારો આનંદ જયપીતુમાતારે. ૧૬
ભાવે ભરખે મોતીમરાળ જયજગત્રાતારે; તમે આરતના પ્રતિપાળ જયપીતુમાતારે. ૧૭
સિંહ કદી ચરે નહીં ઘાસ જયજગત્રાતારે, તુજવીણ ન ચહે તુજદાસ જયપીતુમાતારે; ૧૮
રાખે પીયુ પર પ્રાણ સતીનાર જયજગત્રાતારે. નથી અન્યથી લ્હાણુ લેનારજયપીતુમાતારે,૧૯
હું તો તારો દાસ કહેવાઊં જયજગત્રાતારે; નહી કરગરકરવા ક્યાંઇ જાઊં જયપીતુમાતારે.૨૦
વદે માતતાતથી તનવાત જયજગત્રાતારે, એવે અબોલા તો ઉત્પાત જયપીતુમાતારે; ૨૧
તરફડી મરે તવ બાળ જયજગત્રાતારે. હવે વદો વચન તત્કાળ જયપીતુમાતારે; ૨૨
જણાવો નીજ બીરદ દયાળ જયજગત્રાતારે. મણાવો ખરી ખુબી પ્રતીપાળ જયપીતુમાતારે,૨૩
હવે હદ થઇ દેવના દેવ જયજગત્રાતારે; દીયો દાદા દરશન તતખેવ જયપીતુમાતારે. ૨૪
થયો માયાબંધનથી હું જીવ જયજગત્રાતારે, કરો પાપો કાપી તે શીવ. જયપીતુમાતારે;૨૫

( દોહરો. )

પાપો કાપી આપીને દરશનની જનાં નાથ. જીવને શીવ સત્વર કરો, ધરો સદા નીજ સાથ.

## ગરબો (૮) મો.

( સુણી વાત મહા દળઘાતતણી ) એઢબ.

નમું દેવશ્રી દ્વારકાધીશ ધણી. તુજ સ્મરણે જીવ જાય શીવબણી, ૧
નમું રૂકમણીકાન્ત હે શાન્તઘણી. કરી સહાય તમે બહુ સતતણી; ૨
નમું કંઠ ધારણ કૌસ્તુભમણી. દેવ દુખ વિદારણ દુષ્ટ હણી. ૩
નમું છાંયા શીશપર શેષફણી. જુવો જગતપતિ દીન દાસ ભણી, ૪
નમું પદ શીર નામીને નમ્ર બણી દાદા દાદ સુણો રૂણી દાસતણી; ૫
નમું મચ્છ ને કચ્છ વરાહ વિભુ, ભક્તભયભંજન નરસિંહ પ્રભુ. ૬
નમું વામન નાનકડા છો વડા. પર્શુરામ કીધા ક્ષય ક્ષત્રી ઘણા, ૭
નમું રામ મનોહર મિષ્ટ હરી. વાણી બાણુ સતી એક ટેક ધરી; ૮
નમું નંદ મુકુંદ શ્રીકૃષ્ણલાલા વ્રજચંદ્રનરેંદ્ર ગોપીના વ્હાલા. ૯
નમું બુધ. કલંકી. દત્તાત્રયને. હંસ. પ્રથુ પ્રભુ નારદ હયગ્રીવને, ૧૦
નમું વેદવ્યાસ નાભીનાનંદને શ્રીકપીલમુની. ધનવંતરીને. ૧૧
નમું સનત. સનંદન. સનકવીભુ સનકાદીક યજ્ઞનારાયણ પ્રભુ. ૧૨
નમું ચોવીસે રૂપને નમન કરી, પ્રગટ્યા નીજ જન કાજ ફરી ફરી, ૧૩

નમું નામ સ્વરૂપ અનંત હરિં તુજનામે ગયાં છે અનંત તરી; ૧૪
ભક્તકારણ ધારણ રૂપ કર્યાં જગનજન ઉદ્ધારણ આપ ઠર્યાં. ૧૫
પાહી પાહી પ્રભુ મુજ સાહી કરો. નીજચરણ રેણુંકા એ કટી હરા, ૧૫
પાહી પાહી અમો ભણી દ્રષ્ટી કરો. હરિ સાહી બાંહિ કૃપાદ્રષ્ટી કરો; ૧૭
પાહી પાહી પ્રભુ બ્રહ્માનંદ ભરો. દીવ્ય દેહે શેવક નિઃશંક કરો. ૧૮
કરૂં શોર બકોર તથાપિ તારો તુજજોરે છે જોર ન ઓર આરો, ૧૯
પાહી પાહી પોતાનાંને ના વિસરો. શ્રેય હોય તે મનભાવી. યુકતી કરો; ૨૦
પાહી પાહી પરો ઉપકારી પ્રભુ. કેવળ તારી કરૂણાથી હું આંહી નભું; ૨૧
કાયો કુડાં લોકોને આ કાયા થકી. મનવૃત્તી ઇંદ્રિ નથી મટી જકી. ૨૨
હરિ હારી હું તો તારે ચરણે પડયો. મથી મથી નથી બીજો રસ્તો જડયો, ૨૩
નથી ઇચ્છતો સ્વર્ગસુખ ઇંદ્રતણું. દેજો દોડી દાદા તુજ દાસપણું; ૨૪
ભરો પ્રેમ છે એથી અધીક હજી. ફરી ફરીને માગે છે એ મેઘજી. ૨૫

( દોહરો. )

પ્રેમમુર્તી મુજને કરો. પુરતી તુજમાં પ્રીત. આટુ જામ ઉમંગથી, ગવરાવો તુજ ગીત.

## ગરબો ( ૯ ) મો.

**( મુની બોલ્યા મધુરીવાણી. મહેશ પ્રાણ પ્યારી )( એ ઢબ. )**

મારી કૃતી સ્હામું નહી જોશો, દયાળુ દ્વારકેશ હરી;
દયા દરીયે ડુબાવશો દોષો, દયાળુ દ્વારકેશ હરી. ૧
હું તો લાડકડો લાલ તું પર લાડું દયાળુ દ્વારકેશ હરી;
તુજ વડીયે ચાલે છે મુજ ગાડું, દયાળુ દ્વારકેશ હરી. ૨
પળેપળ મારો તું પર આધાર. દયાળુ દ્વારકેશ હરી;
ઉપાડે છે તું મારો બધો ભાર દયાળુ દ્વારકેશ હરી. ૩
મારા હૈયા તણા તમે હાર, દયાળુ દ્વારકેશ હરી;
જાઉં નીરખી નઇણે બલીહાર, દયાળુ દ્વારકેશ હરી. ૪
પુરો તારો મારાપર છે પ્યાર, દયાળુ દ્વારકેશ હરી;
મારા તાપો હરવા તમે ત્યા, દયાળુ દ્વારકેશ હરી. ૫
તમે નઇણાના તારા છો મારા, દયાળુ દ્વારકેશ હરી;
નથી હૈડાથી અળગા થનારા, દયાળુ દ્વારકેશ હરી. ૬
ગુણવાંન છો ગરીબનીવાજ, દયાળુ દ્વારકેશ હરી;
તુંતો તારણહાર શીરતાજ, દયાળુ દ્વારકેશ હરી. ૭
કરું પ્રેમે પ્રીતીથી પ્રણામ, દયાળુ દ્વારકેશ હરી,
સ્મરૂં તારૂં સ્મરાય તેમ નામ, દયાળુ દ્વારકેશ હરી. ૮
હુંતો પ્રપંચીપુરનો પ્રવેશી. દયાળુ દ્વારકેશ હરી;
સુતોતો દુઃખી માયામાં દ્વેષી, દયાળુ દ્વારકેશ હરી. ૯
આપો આપ આપે બુદ્ધિ ઉપદેશી, દયાળુ દ્વારકેશ હરી;
કર્યો વ્હાલો વૈષ્નવનો વેશી, દયાળુ દ્વારકેશ હરી. ૧૦
તારા મરચાનો પાર કો ન પામે, દયાળુ દ્વારકેશ હરી;

તારી અરચાથી અભય પદ પામે, દયાળુ દ્વારકેશ હરી. ૧૧
આરી ચરચાથી ચીત શોક વામે, દયાળુ દ્વારકેશ હરી;
તું માં તનમન ખરચેથી ખુબ કામે, દયાળુ દ્વારકેશ હરી. ૧૨
તમે ભકતોના ભય ગત કીધા, દયાળુ દ્વારકેશ હરી;
જેણે સમર્યાં તેનાં કાજ સીધાં, દયાળુ દ્વારકેશ હરી. ૧૩
આજ સુધી મે વેઠી ઉપાધી, દયાળુ દ્વારકેશ હરી.
સત્ય સ્વારથ શકયો નહી સાધી, દયાળુ દ્વારકેશ હરી. ૧૪
હું તો માયાની જાળમાં મઢેલો, દયાળુ દ્વારકેશ હરી;
કુડા સંસારી કેફમાં ચડેલો, દયાળુ દ્વારકેશ હરી. ૧૫
તેથી છુટવાની છે ઉર આશા, દયાળુ દ્વારકેશ હરી;
દીલે લાગી દર્શનની પીપાશા, દયાળુ દ્વારકેશ હરી. ૧૬
હું ન આપીશ પરીક્ષા મોટી, દયાળુ દ્વારકેશ હરી;
નહી ખમી શકીશ હું કસોટી, દયાળુ દ્વારકેશ હરી. ૧૭
હું તો હારીને હાથ બે પસારૂં દયાળુ દ્વારકેશ હરી,
કરે લાગે તે કૃષ્ણજીને સારૂ, દયાળુ દ્વારકેશ હરી. ૧૮
શીશુ આવીને પડયો શર્ણ દ્વારે, દયાળુ દ્વારકેશ હરી;
હવે મારે કે ચાહે તો ઉગારે, દયાળુ દ્વારકેશ હરી. ૧૯
તારી અકળ કળા ન જાય જાણી, દયાળુ દ્વારકેશ હરી.
હારે વર્ણન કરતાં વેદવાણી, દયાળુ દ્વારકેશ હરી. ૨૦
હું તો પામર છું રંક એક પ્રાણી, દયાળુ દ્વારકેશ હરી,
તારા મહીમાને કેમ શકુ જાણી, દયાળુ દ્વારકેશ હરી. ૨૧
તારી માયાથી મુની મોહ પામે, દયાળુ દ્વારકેશ હરી;
અમે સંસારી કોણ એની સ્હામે, દયાળુ દ્વારકેશ હરી. ૨૨
તને ઝગડેથી હું નહીં ઝીતુ દયાળુ દ્વારકેશ હરી;
મારૂ મન તને બોલાવતાં બીતું, દયાળુ દ્વારકેશ હરી. ૨૩
કરો કેવળ અનુગ્રહ મારો, દયાળુ દ્વારકેશ હરી
ખરો સુફલ તો થાય જન્મારો. દયાળુ દ્વારકેશ હરી. ૨૪
મારી મેળે તો કાંઇ નથી થાવું, દયાળુ દ્વારકેશ હરી;
કરો આપ ગમે તે મન ભાવ્યું, દયાળુ દ્વારકેશ હરી. ૨૫
તારી ઇચ્છા આધીન રહેવા માગું, દયાળુ દ્વારકેશ હરી.
અવર વાદને વિવાદ હવે ત્યાગું, દયાળુ દ્વારકેશ હરી. ૨૬
કરો લાજ પોંચે તેમ નંદલાલા, દયાળુ દ્વારકેશ હરી;
કર્યાં આપને મેં આજ કાલાવાલા, દયાળુ દ્વારકેશ હરી. ૨૭

( દોહરો. )

મન ભાવ્યું મેઘો કહે કરો કૃપાળુ નાથ;
અમે તો કર્યાં આપના વેચાણા ગુરૂ હાથ

## ગરબો ( ૧૦ ) દશમો.

( શુભે ભ્રાતની બાત અવલોકીને. ) એ—ઢબ.

નમું નાથ દ્વારામતિ દેવને, રાજીવલોચન દે તુજ સેવરે;
તારી ઇચ્છા આધિન આનંદે રહું, થાઉં દયાથી દાસ અભેવરે.— ૧
સ્નેહે તત્વ તરણ તારું શરણ ગ્રહી, નહિ રહું હવે હું તો રાંકરે;
સાચો શેઠ મળ્યો હું તો શ્રેષ્ઠ રળ્યો, વળ્યો આપથી આડો આંકરે.— ૨
તને તન મન ધન ને જીવન જાણું આણુ અખુટ પ્રીતિ પ્રતિપાળરે;
હરિ રસમાં હમેશ હું મસ્ત ભમુ નમું હરખી નિરખી હરસાલરે.— ૩
તારાં ચરણકમળ ચિત્ત ચોરી લહે કહું શું હું શરણ કેરું સુખરે;
તારી દષ્ટિના મિષ્ટ સુસ્વાદ મળ્યા ટળ્યાં દુનિયાનાં દારૂણ દુઃખરે.— ૪
તારી તલપથી લપ તમામ છુટી બુદ્ધિ મળી મને તો મહાનરે;
ગયો શોચ થયો છે સંતોષ સદા, કદાચહુ દીસે ચહું ન આંનરે.— ૫
એક અખુટ ખજાનો ખરો તું ખુલ્યો મળ્યો અમુલ્ય માલ અથાકરે;
હેતે હરદમ નોતમ તારૂં નામ રટું મોટો મહિમા જાણે જન કોકરે— ૬
જગ જન તણી મને પરવા નથી ઉઠયો અપૂર્વ આનદ ઉરરે;
દીઠા દ્વારામતિ પતી પ્રીતિ થકી પ્રેમ પ્યાલો પીધો ભરપુરરે.— ૭
રોમે રોમે રગે રગ રમી રહ્યો કહ્યો જાય ન કોઇને સ્વાદરે;
સાચા શુરવીર સંત સેવે ખંતથી કરે કામી હરામી વિવાદરે.— ૮
પ્યારો પ્રેમ પરવશ રસબસ રમે, હોંશીલા હરિજનની સાથ રે;
હારૂં હામ હવે શાને શામ મળ્યા મારે માથે માલીક જગનાથરે.— ૯
છેલ છબીલાને છકે છાકી ગયો નથી થાકી ગયો થનનન થેયરે.
મનમોહન દિનદિન માગ્યું દીયે મને શાને ચિંતા રહેયરે.— ૧૦
કરૂં કિર્તન શેવન સ્નેહ ધરી હરિ હોંશે મહારી તારી સ્હાયરે:
મારા રક્ષક શિક્ષક રણછોડ ધણી યદુમણી મળ્યા સુખદાયરે.— ૧૧
સુર મુનિવર જેનામાં મોહી રહે જેને ધ્યાને રહ્યા શીવ જોયરે;
એજ શ્યામ મનોહર રામ રઘુવર એજ યદુવીર હોયરે.— ૧૨
એનાં નામ ને રૂપ અનુપ લીલા લખી શકે ન લેખક કોયરે;
એવા એ ઉદધી દયાનિધિ દેવા દીનભાવિક ભકતોજ જોયરે.— ૧૩
અભિમાનીને અલખેલો અળગા કરે દીનદાસ પાસે વસે વાસરે;
રહ્યા દાસની પાસ એવા ઇતિહાસ પુરાવા રખાવ્યા છે ખાસરે.— ૧૪
શવરીનાં બોરાં પ્રેમ સ્વાદે જમ્યા ઘેર જાતે જઇ ભગવાનરે;
ભાજી વિદુરની વ્હાલો ભાવે જમ્યા મુકી પડતાં પાંચે પકવાનરે.— ૧૫
ખાધી ખીચડી કરમાંની ખંત થકી નકી એવા પુરાવા અનંતરે;
માટે પ્રેમ માગું પ્રભુ પાયે લાગું ત્યાગું અવર તૃષ્ણાઓને તંતરે.— ૧૬
જોઇ છક્ક થયો હુ તો છબી તારી બલિહારી રસીલું છે રૂપરે;
રાજાઓના રાજા છો બિરાજ્યા બધે વધુ આંહિ ખોલ્યું છે સ્વરૂપરે.— ૧૭
જ્યોતિ તેજ તણી મોતીમાળ ધણી ગણી વર્ણું શકુ કહો કેમરે;

ડારોડાર દિસે બહુ ઠાઠ તારો ભારે હારો હીરાના ને હેમરે.— ૧૮
ચોકી પહેરા તારી પાસે દાસો ઘણા નથી મણા મનોહર ધામરે;
કોઇ નાચી રહ્યા કોઇ વાંચી રહ્યા કોઈ રાચી રહ્યા ધરી હામરે.— ૧૯
ગુણ ગાવા નીત્યે તુંને ચહાવા પ્રીતે કહું જે જે વીતે તે હું વાતરે;
મારૂં અંતર કર તરબોળ તુમાં મેઘો માગે છે એ જગતાતરે.— ૨૦

( દોહરો. )

કર અંતર તરબોળ તુ, રસમાં કરૂં કીલોર; શુક સનકાદિક પામીયા, એ રસ દે ચિત્તચોર.

## ગરબો ( ૧૧ ) મો.

( બ્રહ્મા વિષ્ણુ ને સુરિરાય નમી શિશ સકળ દેવતારે ) એ—ઢબ.

હરે કે નમુ રસીયા રણછોડ દેવ દ્વારિકાંપતિ પ્રભુરે;
કે ચહું ચરણ જુગલ જોડ નીરખુ નેત્રથી બ્હાલા વિભુ— ૧
હરે કે તારા નખનો ચળકાટ જોઇ કોટિ શશી લાજતારે;
કે નુપુર ઝાંઝરી ઝળકાટ ઠાઠબંધ ઠીક ગાજતાં.— ૨
હરે કે તેના પર કસબી કોર પીળું પીતાંબર છાજતુરે,
કે જામો જરકસી કીનાર કામ ઝીકનું બીરાજતુ.— ૩
હરે કે વિંટિ કમ્મરપર બાલ તેમ તેજસ્વી હેમનીરે;
કે હીરા મણી રત્નમાળ જ્યોતિ જગમગે છે જેમની.— ૪
હરેકે કરણ કુંડળથી ચરણ લગી હાર તણી બાહારછેરે;
કે માંહે નગો અમુલ્ય સૂર્ય તુલ્ય તેજદાર છે.— ૫
હરે કે મોતી હીરાની હામેલ હાર હેમના બીરાજતારે,
કે કુસુમ તુલસીનાએ હાર મજુરી સહિત છાજતા.— ૬
હરે કે ચતુરભુજે બાજુબંધ કડા પોંચી ને સાંકળીરે;
કે વેઢ વિંટિઓનાં નગ રહ્યાં અંગુળિયે જળહળી.— ૭
હરે કે ઝળળળળ જ્યોતિ સમાન ચાર હાથે આયુદ્ધ છેરે,
કે શંખ ચક્ર ગદા પદ્મ તેજ તેનું અદભુત છે.— ૮
હરે કે કરણ હીરાનાં જડાવ મકરને આકાર કુંડળોરે;
કે માંહિ મોતી છે મઢાવ ઝુલે ઝગમગી રહી લળો.— ૯
હરે ચીબુકે ચકચકિત ચાંદ એ આનંદનુંજ ધામ છેરે;
કે શ્રીમુખનું શું કહું સુખ નજર ઠેરવાનું ઠામ છે.— ૧૦
હરે કે હવે ઉપમા અમાપ કોય લાગુ લાધે નહીરે;
કે કોટિ સૂર્યથી વિશેષ તેજ છાજી રહ્યુ અહીં.— ૧૧
હરેકે ગાલે ઝુલ્ફીનો વળાંક કાંક જુદો ઝમકદાર છેરે;
કે હોઠ હડપચી દીદાર દિવ્ય તેજ ચમકદાર છે.— ૧૨
હરે કે નેત્ર નાસિકા નમુન કેવા મુન્ય રહેવા માગીએરે;
કે નેણ જોઇ ઠરે વેણ એના સમરણમાં લાગીએ.— ૧૩
હરે કે ઉર્ધ્વપુંડ્ર છે લેલાટ આડ અતિ ઉત્તમ ઓપતીરે;
કે તેનું કારીગરી કામ નથી પહોંચતી કહેવા મતી.— ૧૪
હરે કે મુકુટ મણીથી જડિત્ર તે વિચિત્ર તેજદાર છેરે;

કે મે.તીતુરા મયુરપીચ્છ ગુચ્છા તણી બણી બાહાર છે.— ૧૫
હરે કલંકી બંકી ખુબીદાર તેની ઉપરે અપાર છેરે;
કે લીલમ પોખરાજ લાલ કોણ વર્ણન કરનાર છે.— ૧૬
હરે કે શ્રુતિ શેષ ને મહેશ નીત્ય ગાય જેના ગાય છેરે,
કે કરે નેતિનો પુકાર પુરો પાર ન પમાય છે.— ૧૭
હરે કે એની લીલારૂપ નામને શ્રૃંગારનો ન પાર છેરે;
કે કરે ચિંત્વન ચિત્ત ચહાય થાય તેજ બેડો પારછે.— ૧૮
હરે કે ભીતરભાવ પરખનાર છે સરદાર દેવી દેવનોરે,
કે આજે ઉત્તમ અમ ભાગ્ય દીધો લહાવ દાદે સેવનો.— ૧૯
હરે કે રહું સદા એની સાથ માથે મેઘાડમ્મર ધરીરે;
કે એવી ઉરમા છે આશ પુરી કરશો કહુ કરગરી.— ૨૦

દોહરો.

કરગરી હરિ કલપ્યાં કરૂં, માનસિક તુજ સેવ; પુરી કલ્પના પાડવા, છો સમર્થ જગદેવ

## ગરબો ( ૧૨ ) મો.

( જગનમાત સુર સાથને—એ ઢબ. )

ધન્યધીશ દ્વારિકાં ધણી, યદુમણી રણછોડ; દોડ કરી એને દેખીયે, પુરે પુરણકોડ.ધન્ય૦ ૧
રત્નાગર ગંભીર ગાજતો, તીરે ત્રિભુવનનાથ, જગત મંદિરમાં જળહળે, ભાવિક ભક્તોની સાથ ધન્ય૦ ૨
ગોમતીસંગમ સમુદ્રનો, ત્યાં છે સગમ રાય; ઘાટ ઘણાય જણાય છે, દોષ દરશને જાય.ધન્ય૦ ૩
લાઇનબંધી શીવલીંગનાં, દેવલ ગોમતી તીર; વિષ્ણુમંદિર વિખ્યાત છે, વ્હાલા ગરૂડ મહાવીર.ધન્ય૦ ૪
ઘાટે ઘાટે ઘણા માનવી,નાહાવા આવે છે નીત;તુલસી કુસુમ કર ધારીને, કરે સ્નાન સુ રીત.ધન્ય૦ ૫
આપી દક્ષણા દીક્ષીતને, રીઝવવાને નાથ; હાથ જોડી હવે હાલીયે, દર્શન કરવા સહુ સાથ.ધન્ય૦ ૬
નાગર નરસીને નીરખીયે, પછી શામળશા શેઠ; બેઠક સામી મ્હાપ્રભુજીની, ગોમતી તીરે ઠેઠ.ધન્ય૦ ૭
કૃષ્ણ મંદીર કાંઠાપર પ્રભુ, ગોમતી મુર્તીમાન: તેની સામે સ્વર્ગદ્વાર છે, ચોકીપર હનુમાન.ધન્ય૦ ૮
ત્યાંથી પુરાં છપ્પન પગથીયાં, વચમાં સાક્ષી ગોપાલ ,રાધા કૃષ્ણને નૃસિ હજી, ઉપર ત્રીકમલાલ.ધન્ય૦ ૯
ત્યાં રહે પહેરો પોલીસનો,આગળ મોટું મેદાન;આજુબાજુ મંદીર માજીનાં,વચમાં મ દીરમહાન ન્ય૦૧૦
દીવ્ય દેવળ એ દેખાય છે, ઉંચું અતિ અદભુત;એક રાત્રીમાં ઉભુ કીધું, વજ્રનાભે તે ખુદ ધન્ય૦૧૧
ઊપર કળસ છે કનકનો, ધોળી, ધજા મહાંન, બાવન ગજની બીરાજતી, વર્ણું શું હું નાદાન.ધન્ય૦૧૨
ખુમી ખરી એ દેવળ તણી, જોવા જેવું છે કામ;કારીગરો જોઇ જોઇને, હૈયે હારે છે હામ.ધન્ય૦૧૩
અંદર મંદીર અતી ઓપતું ઉભાસુંદરશ્યામ; શેવા સુઘડતાને વૈભવો, કહેતાં હારૂં છું હામ.ધન્ય૦૧૪
પવીત્ર ચાલી પ્રકમ્માની, કરે પ્રકમ્મા લોક; સુર છુપી રીતે શેવતા, જન જાણ્યું અથોક.ધન્ય૦૧૫
આગળ જાતાં સીડી આવતી,ઉપર ચડવાની સાર;વિવિધ ભુવન ભાત ભાતનાં,ભવ્ય છે સુપ્રકાર.ધન્ય૦૧૬
આગળના નાના ઘુમટ સુધી, જન જાય ઘણાય: માથે જાવું તે મુશ્કેલ છે, જાતું કોય જણાય ધન્ય૦૧૭
માનુની માને છે માનતા, પેટ પુત્રને કાજ; તે પુત્ર સહીત ઉપર ચડે, ધવરાવે જઇ ત્યાંજ.ધન્ય૦૧૮
ત્યાંથી નજર નીચે નાખતા,તનમાં છુટે છે ત્રાસ: એવો ઊંચો અતી ઓપતો શ્રીપતીનો અવાસ.ધન્ય૦૧૯
નીચે ઉતરતાં નજીકમાં, સાંમા કુંવર કલ્યાણ; આજુબાજુ બીજા મંદીરો, કરૂં કેમ વખાણ.ધન્ય૦૨૦
ઉત્તર દીશા ભણી દેવડી, ત્યા પહેરા પર પોલીસ; ગણનાયક હનુમાનજી, કુશેશ્વર ઉમાઇશ.ધન્ય૦૨૧

કુશેશ્વરને લાડુ પાકનો, જ્યારે એક અપાય; ત્યારે સુફળ થાય જાતરા, એમ માને બધાય.ધન્ય૦૨૨
બીજાં મંદીર દ્વારાપુરીમાં, આજુ બાજુ અનેક; દ્વીજવરનાં ઘર છે ઘણાં, ગુણી જ્ઞાની વીવેક.ધન્ય૦૨૩
ધર્મશાળાઓ ધીંગી ઘણી,સર્વે સગવડ સહિત;શુચી શેવક ઘણા શોભતા, આધી વ્યાધી રહિત.ધન્ય૦૨૪
જોઇ જેવી દ્વારિકાંપુરી, તેવું વર્ણન ન થાય;ભવ્ય મદીર ભલાં સ્થાનકો, ભુલી કૈક જવાય.ધન્ય૦૨૫
દારૂકાવનમાં ભુવન છે, ત્યાં વસે નાગનાથ,ગણપતિ સંગ બીરાજતા, સતિ પાર્વતી સાથ.ધન્ય૦૨૬
સારૂ સરોવર ત્યાં શોભતું, શુદ્ધ શોભીતો કુંડ; આજુબાજુ ઘાડી ઝાડી છે, જલે જ્યોતી અખંડ.ધન્ય૦૨૭
ગોપીતળાવ ગભીર છે, ત્યાં છે ગોપીના નાથ;સ્નાન કરીને સીધાવીએ, બેટ બાજુ સૌ સાથ.ધન્ય૦૨૮
બેટરમણુ દ્વિપ દ્વારીકાં, દીસે દરીયો ચોપાસ;વચમાં વૈકુંઠસમ શોભતા, શ્રીપતીના અવાસ.ધન્ય૦૨૯
ત્યાંના વૈભવ ભારે જાણજો, બેટ સૌથી છે શ્રેષ્ટ; જેજન જાય ન બેટમાં, મેઘા તે માને પેટ.ધન્ય૦૩૦

( દોહરો. )

વ્રથા વિતાડ્યા દીવસો, કરી પેટની વેઠ, નથી બેટ જોયુ જને, તે છે માને પેટ.

## ગરબો (૧૩) મો.

( મુની બોલ્યો તે પરમ ઉદ્ધાર જય જગ જનુનીરે —એ ઢબ. )

દીઠા શોભાનો સમુદાય, બેટ શંખોદ્ધારે; રૂડો રમણ દ્વિપ કહેય, છે ભભકો ભારે,— ૧
પેશો પુરમાં કે ઉર ઊભરાય, બેટ શંખોદ્ધારે, દુદુંભીના નાદ સંભળાય, છે ભભકો ભારે.— ૨
થાય પશ્ચીમથી પુર્વે પ્રવેશ, બેટ શંખોદ્ધારે; દીઠા દરવાજે મેં મહેશ, છે ભભકો ભારે.—૩
કુશેશ્વર કને કર ચુકવાય, બેટ શંખોદ્ધારે. જતાં જમણા છે ગણપતીરાય, છે ભભકો ભારે.—૪
ત્યાંથી સન્મુખ શ્રીજીનું દ્વાર, બેટ શંખોદ્ધારે, જગમાતા જોતાં બલીહાર, છે ભભકો ભારે.—૫
ત્યાંથી દક્ષીણે કુંવર કલ્યાણ, બેટ શંખોદ્ધારે; કરે કાયાનું તે કલ્યાણ, છે ભભકો ભારે.—૬
તેની જોડે છે જુદુ મદીર, બેટ શંખોદ્ધારે; ત્યાં રાજા રણછોડ રણધીર, છે ભભકો ભારે.—૭
તેની ડાબી બાજુ બીજુ સ્થાન,બેટ શંખોદ્ધારે; ત્યાં શ્રી ત્રીવિક્રમ શ્રીમાન છે ભભકો ભારે—૮
ઉભા પશ્ચિમ મુખે શ્રીમાન, બેટ શંખોદ્ધારે; કલ્યાણ ત્રીકમ ભગવાંન, છે ભભકો ભારે.—૯
ત્યાંથી દક્ષીણે છે જુદું દ્વાર, બેટ શંખોદ્ધારે; ત્યાં બાજુ ગરૂડ તૈયાર, છે ભભકો ભારે.—૧૦
ત્યાંથી આગળ અંબીકા માત, બેટ શંખોદ્ધારે; પછી પૂર્વ મુખે માધુતાત, છે ભભકો ભારે.—૧૧
તેની જોડે છે જુદું સદન, બેટ શંખોદ્ધારે;તેમાં દીસે છે દેવકીજી ધન્ય, છે ભભકો ભારે.—૧૨
તેની જોડે જુદો છે અવાસ, બેટ શંખોદ્ધારે; ત્યાં શ્રી પુરૂષોત્તમ ખાસ, છે ભભકો ભારે.—૧૩
સામ સામા છે ૭ મદીર, બેટ શંખોદ્ધારે; સેજ મંદિર સૌપર સુદીર, છે ભભકો ભારે —૧૪
ત્યાંથી દક્ષિણુ દ્વારે જોતાં માત, બેટ શંખોદ્ધારે, સત્યભામા ઉભાં ભલીભાત, છે ભભકો ભારે.—૧૫
જુદાં જોડે જાંબુવતી માત, બેટ શંખોદ્ધારે; લક્ષ્મી નારાયણ માત તાત, છે ભભકો ભારે.—૧૬
પુર્વે પેખો સાખી ગોપાળ, બેટ શંખોદ્ધારે; ફરિ આવ્યું શ્રીજીનું દ્વાર, છે ભભકો ભારે.—૧૭
ઉત્તરદિશે ગોવર્ધન નાથ, બેટ શંખોદ્ધારે, પછી પશ્ચિમે રાધિકા માત, છે ભભકો ભારે.—૧૮
પટરાંણીના ચાર બ્રહ્મચારિ, બેટ શંખોદ્ધારે, રાધીકાના મુખ્ય ભંડારિ, છે ભભકો ભારે.—૧૯
થયું અક્રમાએ પુરૂં કામ, બેટ શંખોદ્ધારે, હવે જઇએ જોવાને ગામ, છે ભભકો ભારે.—૨૦
છે પૂર્વમાં પવીત્ર સ્થાન, બેટ શંખોદ્ધારે, પહેલી ચોકીપર હનુમાંન, છે ભભકો ભારે.—૨૧
પછી પૂર્વે મંદીર ઠાર ઠાર, બેટ શંખોદ્ધારે, છેલ્લે શંખનારાયણ સરકાર, છે ભભકો ભારે.—૨૨
તેની સામે શંખ તળાવ, બેટ શંખોદ્ધારે; તેનો મોટો મહીમા માટે નાહાવ, છે ભભકો ભારે.—૨૩

શિરે મહા પ્રભુજીનું સ્થાન, બેટ શંખોદ્ધારે; ત્રણ મેસે દાંડીના હનુંમાંન, છે ભભકો ભારે.—૨૪
સિદ્ધ ચોરાસીનાં ત્યાં સ્થાન, બેટ શંખોદ્ધારે; બીજા તિર્થો ઘણાં છે મહાંન, છે ભભકો ભારે.—૨૫
કલ્પવૃક્ષને કાળિનાગ, બેટ શંખોદ્ધારે; સંજોગે છે જાગે જાગ, છે ભભકો ભારે.— ૨૬
દક્ષિણે ઊદધિને તીર, બેટ શંખોદ્ધારે, હવેલી છે ત્યાં છે યદુવીર, છે ભભકો ભારે.— ૨૭
બહુ જોવા જેવું છે ધાંમ, બેટ શંખોદ્ધારે, ચમત્કારો કેતાં હારૂં હામ, છે ભભકો ભારે.—૨૮
બહુ શું કહું એનોને ભાવ, બેટ શંખોદ્ધારે; જાય જન્મ સુફળ તેનો થાય, છે ભભકો ભારે.—૨૯
મતિમંદ મેઘાને આનંદ, બેટ શંખોદ્ધારે; કરૂં દાદા દ્વારકેશ વંદ, છે ભભકો ભારે— ૩૦

( દોહરો. )

વંદન કરૂં વ્હાલા વિભુ, ગદગદ ગરબા ગાય; આશા ઉરની પૂરજો, રાજા રણછોડરાય.

## ગરબો [ ૧૪ ] મો.

( શ્રી દ્વારકાંપુરીથી વિદાય થતા વખતે વિયોગનો )

( માતાજી આવજો ને રાખજો કુશળ ક્ષેમ જોને—એ ઢબ. )

દાદાજી દ્વારિકાંધીશ નામું શીશ જોને; પાસે દાસને વ્હેલા તેડજોજી— ટેક.
વાટ જોશો ન કહેવા જગદીશ જોને.— પાસે—૧
પાસે આવ્યો છે આપનો વિયોગજોને; થાસે ક્યારે સદાનો સંયોગ જોને.— પાસે—૨
ભુલ્યો ભટકું છું ભવની મોઝાર જોને; ફુલ્યો ફટકું છું જોઈ મોહજાળ જોને.—પાસે—૩
મારા અંત સમયના આધાર જોને; પ્યારા અંત કરીને પધારજોને.— પાસે—૪
મારૂં જગમાં જોડજો મન જોને, તારી વગમાં ભક્તિ દેજો અનન્ય જોને.— પાસે—૫
સદા રહેજો હ્રદયમાં સાક્ષાત જોને; દાદા કેજો પુછું તે પ્રખ્યાત જોને.— પાસે—૬
જાય જગમા જળકમળવત દેહ જોને; થાય આથી અખંડીત સ્નેહ જોને.— પાસે—૭
દુઃખે દુલીને હારૂં નહીં હામ જોને; સુખે ફુલી વીસારૂં નહી રાંમ જોને— પાસે—૮
ભેજો ભવમાં જ્યાં સુધી મારૂં અંગ જોને; દેજો સૌમાં સુબુદ્ધી સતસંગ જોને.—પાસે—૯
દીપ દેખી પતગ દહે દેહ જોને; છીપ સ્વાંતી સમ રખાવજો સ્નેહ જોને.— પાસે—૧૦
હવે હાથ જોડીને નમુ છું નાથ જોને; ભવે મનથી રખાવજો સાથ જોને.—પાસે—૧૧
મને વેરિ વિચાર આવ્યો ક્રૂર જોને; તને મેલી જાવું પડે છે દુર જોને.— પાસે—૧૨
બતાવજો બાપ દીવ્ય મુકામ જોને; પાતાવજો પાપવાળાં કુકામ જોને.— પાસે—૧૩
જોઈ કૃપા પુરણ પેહેલીવાર જોને; ખોય બેડીને કર્યો બેડો પાર જોને.— પાસે—૧૪
રહેજો ધ્યાને ઘણી દીન રાત જોને; લેજો સ્વપ્ને શેવા ભલી ભાત જોને.— પાસે—૧૫
બેટપતી છોડતાંજ બળ્યું પેટ જોને; દ્વારામતી તજી જવું દુર ઠેઠ જોને.— પાસે—૧૬
હજી હુંમાં આવ્યો ન પુરો પ્યાર જોને; તજી તુને જાવા થયો છું ત્યાર જોને —પાસે—૧૭
જ્યાં સુધી છે હું તુંનો હજી ભેદ જોને; તહાં સુધી ટળે કેમ ખરો ખેદ જોને.—પાસે—૧૮
મેઘો મસ્તક નાંમીને પડે પાય જોને; આઘો મં કરજો રણછોડરાય જોને.—પાસે—૧૯
તને છોડતાં ન છુટે કેમ તન જોને; ધિક: ધિક: મને છે મીરાંને ધન્ય જોને.—પાસે—૨૦

( દોહરો. )

મીરાં સમ મારા પ્રભુ, મને આપજો પ્રેમ; હીમ્મત હિરદે આપજો, હણે ખસે નહી તેમ.

## —हरिः ॐ तत्सत्.—

**શ્રીમત્ત દ્વારકાંધીશકી જે, શ્રી રામચંદ્રદેવકી જે, જય જય રઘુવીર સમર્થ.**

# સત્યવતિ સતિ પરમ ભક્ત શ્રી મીરાંબાઈનું ટુંકમાં જીવનચરીત્ર.

( મારી હુંડી સ્વીકારજો મહારાજરે શામળા ગીરધારી—**એ ઢબ.** )

કહું મુખથી માંડી મીરાંની વાતરે, ખ્યાત સુણુને છેકથી;
જે છે જગતવીદીત વિખ્યાતરે, ખ્યાત સુણુને છેકથી — ટેક

(**સાખી.**) સાલ ચૌદસે એસીમા; જન્મ નગટા ગામ,
મોટાં થયા મીરાં મેડતેરે, જેના પીતાનુ જેમલ નામરે.— ખ્યાત—૧

(**સા.**) બાળકપણુથી બાળકી, બહુનામીમાં વ્હાલ,
દસમે વરષ સાધુ આવીયારે; જેની સાથે છે ગીરધરલાલ.— ખ્યાત—૨

(**સા.**) મીરાં મુર્તિ માગી ચુકયાં, સાધુ સોંપ નહિ,
વ્હાલા લાગ્યાના વીયોગથી રે, અપવાસી રહી દીન સાતરે.— ખ્યાત—૩

(**સા.**) સાધુને સમજાવતા, જઇ જેમલ જુક્તિ ભેર;
સાધુ કહે હરિ સ્વપ્નમાંરે મને કહે તો મુકું હું તારે ઘેરરે — ખ્યાત—૪

(**સા.**) સાધુઓને સ્વપ્નમા, શ્રીહરિ મળ્યા તે રાત;
કહ્યું મુને મુકો મીરાંની કને રે, નહિતર થાશે અતિ ઉતપાતરે. ખ્યાત—૫

(**સા.**) સજ્જ સાધુઓ સૌ થયા, લૈ ગીરિવરધરલાલ;
આવ્યા ઉતાવળા મીરાં કને રે, કહે આ લીયો તમારા લાલરે. ખ્યાત—૬

(**સા.**) પછી સાધુ સર્વે ગયા વૃંદાવન મોઝાર;
મંગળ મુર્તિ મીરાં પામીયાં રે, પછી અગ ઉમંગ અપારરે. ખ્યાત—૭

(**સા.**) બાર વર્ષની બાળકી, જોઇ જેમલરાઠોડ;
સગપણુ કરવા મન સંચર્યું રે, કહે ગોતું મીરાંની હવે જોડરે. ખ્યાત—૮

(**સા.**) મીરાંની મરજી નથી, પણુ જેમલ ગોતે જોડ;
પત્ર પઠાવ્યા પરદેશમાંરે, ફરે પુરોહીત દોડાદોડરે. ખ્યાત—૯

(**સા.**) ઉદય પુરમાં આવીયા વળી રાણાને દરબાર;
કુંભારાણાને પરણાવવા રે નક્કી કર્યો છે કોલ કરાર રે. ખ્યાત—૧૦

(**સા.**) વાતોકરી પુરોહિતે, જઇ જેમલની પાસ;
રીઝયો રાઠોડ વર જોઈને રે, કહે જાન લૈ આવજો અવાસરે. ખ્યાત—૧૧

(**સા.**) ઉદયપુરે ઉમંગથી, રાણે જોડી જાન;
કીધું મુકામ જઇ મેડતેરે, એને આપે છે જેમલ માંનરે. ખ્યાત—૧૨

(**સા.**) પરણે રાંણો પ્રેમથી, પણુ મીરાં મન મુંઝાય;
ગોદમાં ગીરધરલાલજી રે, મીરાં આવ્યાં છે મંડપમાંયરે. ખ્યાત—૧૩

(**સા.**) મીરાંતો મંગળ ફરે, શ્રી ગીરીવરધર સાથ;
રાંણો જાણે મીરાં મુજથીરે મેળવશે મોહિત થઇ હાથરે. ખ્યાત—૧૪

( સા. ) પરણી પરીયાણાં કર્યાં, ઘેર લૈ જવા જાંન;
ગીરધર લાલજી ગોદમાંરે, મીરાં લઇને બન્યાં ગુલતાનરે. ખ્યાત—૧૫

( સા. ) ઉદયપુરમાં આવીયાં પણ જુદું મીરાંનું મંન;
ગીરધરલાલને ધર્યા વીના રે મીરાં જમે ન જળ કે અંન્નરે. ખ્યાત—૧૬

( સા. ) કુળદેવીને મદીરે, સાસુ તેડી જાય;
પુજા કરો આની પ્રેમથી રે, તેથી અખંડ એવાતણુ થાયરે. ખ્યાત—૧૭

( સા. ) મીરાં મુખ મલકાવતાં, હતાં હરિમાં મસ્ત;
સાસુને કહે સાચું કહોરે, થયા આપના પતી કેમ અસ્તરે. ખ્યાત—૧૮

( સા. ) મીરાં કહે મારો ધણી, સાચો છે શ્રીનાથ.
આને અમે નહિ પુજીયેં રે, તમેં પુજ્યાં તોયે અડવા હાથરે. ખ્યાત—૧૯

( સા. ) શબ્દ સુંણીને સાસુને, નખશીખ ઉઠી ઝાળ;
આ વહુ આપણા ન કામનીરે. એને આણુ આ ઘડીયે કાળરે. ખ્યાત—૨૦

( સા. ) મીરાંને ન્યારાં કર્યાં ભુતમેહેલ મોઝાર;
નથી રાંણાને આથકામનીરે, એને પરણાવુ હું બીજી નારરે ખ્યાત—૨૧

( સા. ) મીરાં ઉજડ અવાસમાં, ગયાં લઈ ગીરધર સાથ;
જોઇતું હતુ તેવુ મળ્યુ રે, તેને ત્રુઠયા ત્રીભુવન નાથરે ખ્યાત—૨૨

( સા. ) મીરાંને મોહન વીશે, વ્હાલ વધ્યું અદભુત;
મીરાં મેડિ માંહે આવતરિ, જતાં રહ્યાં હતાં તે જુનાં ભુતરે. ખ્યાત—૨૩

( સા. ) સાસરીયાં તો સમસમે, મનમાં બળે અપાર;
મીરા મોહનમાં મોહિને રે, ગાય ભજન લૈ કર કડતાળરે. ખ્યાત—૨૪

( સા. ) ચોપટ ખેલે પ્રેમથી મીરાં ગીરીવરધર સાથ;
લોકો કહે કમાડ બંધ છેરે, મીરાં રમેછે કોઇ નર સાથરે. ખ્યાત—૨૫

( સા. ) રાંણાજી રીશે ભર્યાં, કરમાં લૈ તલવાર.
આવ્યા મીરાંબાઇના બારમાંરે, ખોલ ખોલ બીજું કાંણુ બોલનાર રે. ખ્યાત—૨૬

( સા. ) મધુર વચન મીરાં કહે, છે મ.રા ગીરીધરલાલ;
રાંણો ભરાંણો રોશમાં રે, કહે હાલ કરું છું હલાલરે. ખ્યાત—૨૭

( સા. ) એમ કહી ઉગામતા લૈ ખુલ્લી તલવાર;
મીરાં તો થૈ ગૈ મેહેલમાંરે, એક બે ત્રણ અને મીરાં ચારરે. ખ્યાત—૨૮

( સા. ) રાંણો ગભરાંણો અતી, જોઇ મીરાં ત્યાં ચાર;
પોબારાં બીહીને ગણી ગયોરે, ગયો પોતાના મેહેલ મોજાર રે. ખ્યાત—૨૯

( સા. ) સાધુ આવે સાંમટા, મીરાંજીને મોહોલ;
ભજન કરે ખરા ભાવથી રે, વધી કીર્તિ જગતમાં અમોલરે. ખ્યાત—૩૦

( સા. ) એવે બાવો આવીયો, કોય કામી મતી હીંણુ;
તેને મીરાંયેં સુબોધીને રે, કર્યો પ્રભુ ભક્તિમાં પ્રવીણરે. ખ્યાત—૩૧

( સા. ) પઠવ્યો પેટિમાં પુરી, સાપ મીરાંને ધામ;
રાંણો કહે આને સેવજે રે આમાં છે તારા શાલીગરામરે. ખ્યાત—૩૨

( સા. ) પ્રેમે પેટી ખોલતાં બોલ્યાં મીરાં બાઈ;
સુતા છો શું તમે શામળારે બોલો શાલીગરાંમ સુખદાયરે. ખ્યાત—૩૩
( સા. ) નાગ નીવડયો તે સમે, સુંદર શાલીગરાંમ,
દીલ્લી શાહ અકબર આવીયોરે, પોતે પરચા જોવા મીરાંને ગામરે; ખ્યાત—૩૪
( સા. ) દીગ થયો દર્શન કરી ફરી ગયો નીજ સ્થાન,
રાંણાને રોષ પ્રગટયો ઘણોરે, ઝેર દેવા જુક્તિ કરી નીદાનરે. ખ્યાત—૩૫
( સા. ) કનક કટોરો હાથમાં, લઈ ઝેર તણો ભરપુર
આવ્યાં નણુદ લૈ મીરા કને રે, કહે પીયો આ ચર્ણામૃત જરૂરરે ખ્યાત—૩૬
( સા. ) ઝેર મીરાએ જાણીયું, છતાં ન કીધી વાર;
ગીરધારિને ધરીને પી ગયારે, આવ્યા અમૃત તણા ઓટકાર રે. ખ્યાત—૩૭
( સા. ) બીના બનેલી સૌ લખી, તુલસીને તે વાર;
તુલસીદાસ વદ્યા વીવેકથી રે મીરાં રહેવું ઘટે ન એને દ્વારરે. ખ્યાત—૩૮.
( સા. ) વતન મુકી મીરાં પછી, વીચર્યા વ્રંદાવન.
જીવ ગુસાઇને સુબોધીને રે, કર્યાં પ્રભુભક્તિમાં પ્રવીણરે. ખ્યાત—૩૯
( સા. ) ઘણો કાળ ત્યાં ગાળીને, ગયાં રાંણાને ગામ;
તોપણ રાંણો સુધર્યો નહીરે, પછી પોંહોચ્યા શ્રીદ્વારકા ધાંમરે. ખ્યાત—૪૦
( સા. ) સુખે સેવતાં સ્યામને, સાદા રહી ત્યાં શાત;
રાંણો ગભરાણો અતી ઘણોરે, થવા લાગ્યા તેને ત્યા ઉત્પાતરે. ખ્યાત—૪૧
( સા. ) દુઃખ દેહે પામ્યો અતી, વદ્યો વીપ્રથી વાત;
લાવો મીરાને મનાવીને રે, નહીં તો થાશે મારા જીવની ઘાતરે. ખ્યાત—૪૨
( સા. ) ત્યાર વીપ્ર ત્યાંથી થયા, ગયા દ્વારકાં ગામ,
મીરાંને કહે હીંડો દેશમારે, નહી તો અમારે અંન્ન છે હરાંમ રે. ખ્યાત—૪૩
( સા. ) મીરાં મન મુઝાઇને, વીનવ્યા રણછોડરાય;
સ્તવન કરી સુંદરસ્યાંમનુરે, મીરાં ગયાં મોહનમાં સમાઇરે. ખ્યાત—૪૪
( સા. ) મીરાં માત છે જગતની, અદભુત એની વાત;
મુરખ **મેઘો** શું કહિ શકેરે, દીન જાણીને દયા આંણો માતરે. ખ્યાત—૪૫

## ( શ્રી મીરાં ગીરિધરની આરતી. )

જય જય મીરાંમાત, જય ગીગીધરલાલા, પ્રભુ જય ગીરીધરલાલા;
દયાસિંધુ દીનબંધુ કરૂં કાલા વાલા. જય માત જય તાત— ૧
ભક્તિ કરી ભલી ભાત વાત જુગેં જાંણી, મા વાત જુગે જાંણી;
ધન્ય ધન્ય ગીરિધરવર (૨) સતી મીરાં શાંણી. જય માત જય તાત— ૨
જુગલ જોડ શીર મોડ વસો વીભુ સગે, મા વસો વીભુ સંગે,
વ્હાલાં બાળક વિનવે (૨) આપને ઉમંગે. જય માત જય તાત— ૩
ભાવ ભક્તિ ભરપુર, ઉર મારે ભરજો, મા ઉર મારે ભરજો,
કોક દીવસ પણ અમને, (૨) તમ જેવાં કરજો. જય માત જય તાત— ૪
શ્રીગીરિવરધર તાત, માત મીરાં પ્યારાં, મા માત મીરાં પ્યારાં,
કરી મહેર **મેઘા** પર, (૨) રશો નહીં ન્યારાં. જય માત જય તાત— ૫

# ( શ્રી મીરાં ગીરધરલાલકી જૈ. )

## ( શ્રીમત્ત મહારાજા ધીરાજ રણછોડરાયની ધુંની. )

### ( શ્લોક ) ઉપજાતી છંદ. )

રઘુરાયરાંમ રણછોડરાય, યદુરાયરાંમ રણછોડરાય;
વિભુરાયરાંમ રણછોડરાય, રૂકમણીરમણ ચરણે શરેણ્યં.— ૧
ભૃગુરાયરાંમ રણછોડરાય, જગરાયરાંમ રણછોડરાય; મુનીરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૨
તનરાયરાંમ રણછોડરાય, મનરાયરાંમ રણછોડરાય; જનરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૩
પુરરાયરાંમ રણછોડરાય, સુરરાયરાંમ રણછોડરાય; ખગરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૪
જીવરાયરાંમ રણછોડરાય, શીવરાયરાંમ રણછોડરાય; ભુમીરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૫
અજરાયરાંમ રણછોડરાય, ગજરાયરાંમ રણછોડરાય; વ્રજરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૬
નૃપરાયરાંમ રણછોડરાય, ભુપરાયરાંમ રણછોડરાય; કવીરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૭
રવીરાયરાંમ રણછોડરાય, હવીરાયરાંમ રણછોડરાય; શશીરાયરામ રણછોડરાય, રૂ૦ ૮
મુજરાયરાંમ રણછોડરાય, તુંજરાયરામ રણછોડરાય; બ્રજરાયરાંમ રણછોડરાય, રૂ૦ ૯
રણછોડરાય રઘુરાય ઇષ્ટ, રણછોડરાય યદુરામ મીષ્ટ; રણછોડરાયથકી દુર કલીષ્ટ, રૂ૦ ૧૦
રણછોડરાય છોડે દુઃખોથી, રણછોડરાય જોડે સુખે થી, રણછોડરાય કરરહાય સ્નેહે. રૂ૦ ૧૧
રણછોડરાયગુંણગાવપ્રીતે, રણછોડરાય રૂપ ધ્યાવ ચીત્તે; રણછોડરાય વરદાવરેણ્યં, રૂ૦ ૧૨

---

### ( ગીતી. )

રણછોડરાય ગુણ ગાતાં, જમ જાતા જરૂર તે જનથી ત્રાસી,
અંતે આવે લેવા, દીવ્ય પાર્ષદોની સ્વારી ખાસી, ( જરૂર જરૂર જરૂર )

---

### શ્રીમત્ત દ્વારકાંધીશકી જય, બોલો, જય જય રઘુવીર સમર્થ.

### ( શ્લોક )

અચ્યુતં, કેશવં, રામ, નારાયણં, કૃષ્ણ, દામોદરં, વાસુદેવં, હરે,
શ્રીધરં, માધવં, ગોપીકા, વલ્લભં, શ્રી જાનકી વીનાયકં, રામચંદ્રં ભજેત,
શ્રી રાધિકાનાયકં કૃષ્ણચંદ્રં ભજેત, શ્રીરૂક્ષમણિ, નાયકં દ્વારકેશં ભજેત
શંકરં, શાશ્વતં, ચંદ્ર, ચુડામણી, સર્પ, ગંગાધરં, વામદેવં ભજેત
શ્રીપતિ, ભુપતિ, શૈલજા, વલ્લભં, શ્રીકાશીકાનાયકં, વિશ્વનાથં, ભજેત

---

### ( અમારી સહુને છેલ્લી આશીષ. )

ચીરંજીવ, કલ્યાણ રહો, હરીકથા સુરસ પીયો; હરિ ભજનકે, સાથી, સર્જન ચૌત વર્ષ જીવો.

( જય શ્રીહરિ )